(સચિત્ર)

શ્રી શંકરાચાર્ય કૃત

# પંચીકરણ.

(સુરેશ્વરાચાર્ય વાર્તિક, આનંદગિરિ વિવરણ તથા
સ્વામી રામતીર્થ ચંદ્રિકા સહિત તેમજ
ઉત્તમ દૃષ્ટાંતો સહિત)

**શુદ્ધ ગુજરાતી ભાષાંતર.**

કર્તા,
**વેદાંતભૂષણ છોટાલાલ ચંદ્રશંકર શાસ્ત્રી.**
મહાશિવપુરાણ, ઉપનિષદ્ આદિના અનુવાદક.

**अस्तिभाति प्रियं रूपं नाम चेत्यंशपंचकम् ।**
**आद्यं त्रयं ब्रह्मरूपं जगद्रूपं ततो द्वयम् ॥**

સંવત ૧૯૮૧] —— [સને ૧૯૨૫



પ્રસિદ્ધ કર્તા,
સી. સી. શાસ્ત્રી બુકસેલર. કાલબાદેવી રોડ, મુંબઈ.

# અર્પણ પત્રિકા.

શ્રીમાન્ શેઠજી સાહેબ દ્વારકાદાસ ત્રિભુવનદાસ
જે પી કે, જેઓ જાપાન કોટન ટ્રેડીંગ કુંના
રૂના દલાલ છે, જેઓએ રૂના બજારમાં
પ્રમાણિકપણાને વિશે સારી ખ્યાતિ
મેળવેલ છે તેમનાં પુત્રી જયાગવરી
જેઓ
પોતાના પિતાનાં જેવાં શાંતસ્વભાવનાં, સદ્ગુણી,
સુશીલ અને દાનશીલ હતાં, તેમનાં સ્મરણ
અર્થે કર્તા તરફથી આ પુસ્તક
તૈયાર કરેલ છે.

લી. છોટાલાલ ચંદ્રશંકર શાસ્ત્રી

# ઉપોદ્‌ઘાત.

પંચીકરણ અસલ વેદ ધર્મ સભા તરફથી મહાત્મા જયકૃષ્ણ મહારાજે રામદાસ બાવાના પંચીકરણનું વિવરણ કરી પ્રકટ કર્યું હતું સદરહુ પંચીકરણની ઘણી આવૃત્તિઓ બહાર પડી ચૂકી છે ત્યારબાદ અમદાવાદના બુકસેલર રા ઝવેરભાઇ પટેલે પંચીકરણ તૈયાર કરી છપાવ્યું, જે પંચીકરણની આવૃત્તિ હાલમાં પણ જોવામાં આવે છે પણ તે બેઉ જાતના પંચીકરણો રામદાસ બાવાએ દેહા ચોપાઇમાં કરેલ, તેનુંજ વિવેચન કરેલું પણ બીજા કોઇનો મત તેમાં નથી ઘણા તરફથી માગણી થવાથી મે આદિ શંકરાચાર્ય ભગવાનવડે જે પંચીકરણ બનાવેલ તથા તેના પર ત્રણ ત્રણ મહાત્માઓએ ટીકા કરેલ છે, તેનું શબ્દશઃ ભાષાંતર આમાં કરવામાં આવેલ છે ૐકાર કે જેમાંથી अ, उ તથા म् આ ત્રણ માત્રા છે તથા જે ત્રણ પ્રકારની અવસ્થારૂપે, જેવી કે જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ અવસ્થારૂપે વર્ણન કરેલ છે, તેના પંચ મહાભૂતો સાથે કેવા પ્રકારનો સબંધ રહેલ છે, તે સબંધી વર્ણન કરેલ છે આ પંચીકરણનું સારી રીતે જ્ઞાન થવા ગુરૂની જરૂર છે. કારણ આપણામાં કહ્યું છે કે, **आचार्यवान् पुरुषो वेद** અર્થ—જેને ગુરૂ હોય છે તેનેજ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે વળી કહ્યું છે કે, **स समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठं गुरुमेवाभिगच्छेत्** અર્થ— હાથમાં સમિધને ગ્રહણ કરી, શ્રોત્રિય, તથા બ્રહ્મનિષ્ઠ એવા ગુરૂની પાસે બ્રહ્મવિદ્યા ગ્રહણ કરવા જવું જોઇએ હવે ગુરૂ પણ એવા ન જોઇએ કે, જે કેવળ ઢોર પુરી ખવડાવ્યા કરે, પણ પોતાના શિષ્યને સંસારને વિશે અનાસક્તિ કરાવે એવા જોઇએ આ અનાસક્તિ પોતાના સર્વ સંસારિક વસ્તુને વિશે થાય, તે જ જ્ઞાન છે બાકી આત્મા પોતે દેહ તેમજ તો જ્ઞાનસ્વરૂપેજ છે. આથી જ બૃહદારણ્યકમાં કહ્યું છે કે,

* **विज्ञातारं अरे केन विजानीयात् अविज्ञातं विज्ञातृ**

અર્થ -વિજ્ઞાતારૂપ આત્માથી ભિન્ન બીજી કઇ વસ્તુ છે કે, જેનાવડે આત્માને જ્ઞાન થાય વિજ્ઞાતારૂપ આત્મા પોતે અવિજ્ઞાત સ્વરૂપે અર્થાત્ ઇન્દ્રિયાદિ બાહ્ય વિષયોના અવિષયરૂપે છે. તેથીજ મુંડકોપનિષદમા કહ્યુ છે કે, परांचि खानि व्यतृणत् स्वयंभूस्तस्मात् पराङ् पश्यति नान्तरात्मन्

અર્થ—સ્વયભૂએ ઇન્દ્રિયોને એવી બનાવી છે કે, તેઓ બાહ્ય વિષયને જોઇ શકે છે, પણ અતરઆત્માને તે જોઈ શકતી નથી. આ આત્મસાક્ષાત્કારમાટે ચિત્તની સ્થિતિ સુધરવાની જરૂર છે. ઉપાસનાવડે ચિત્તની શુદ્ધિ થાય છે હવે ઉપાસનાનો અર્થ એ છે કે, મનવડે અમુક દેવની સમીપ જવુ આથીજ કહ્યું છે કે, महादेव महादेव महादेवेति यो वदेत्। एकेनैव भवेन्मुक्ति' ग्राभ्वा शंभुऋणी भवेत् અર્થ -જે મહાદેવ, મહાદેવ એમ ત્રણવાર મહાદેવના નામનો ઉચ્ચાર કરે છે તે પુરૂષને એક નામવડે મુકિતરૂપી ફળની પ્રાપ્તિ મહાદેવ કરે છે બે વાર મહાદેવનુ નામ દેવાથી મહાદેવ ભક્તના ઋણી થાય છે. કારણકે મુકિતથી બાધક કોઇપણ પદાર્થ જગતમા નથી, કે જેની પ્રાપ્તિવડે મહાદેવ ઋણથી રહિત થાય આ મહાદેવ જ પરબ્રહ્મ સ્વરૂપે છે. વળી કહ્યુ છે કે यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति यं प्रयत्यभिसंविशन्ति तद्ब्रह्म અર્થ -જેમાથી આ સર્વ પ્રાણી માત્રોની ઉત્પત્તિ થાય છે, જેનાવડે ઉત્પન્ન થયેલ પ્રાણી જીવન ધારણ કરે છે તથા મરણ સમયે જેમા લયને પામે છે તેજ પરબ્રહ્મ સ્વરૂપે છે. આ રીતે જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયના કરવાવાળા મહાદેવજ છે જેમ રાજા બદી તથા ચારણપર ધનની પ્રાપ્તરૂપ ઉપકાર કરે છે તેથી બદી તથા ચારણ રાજાનુ વર્ણન કરે છે, તેમ મહાદેવ પણ મુનિઓ ઉપર બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિરૂપ ઉપકાર કરે છે. આથી મુનિઓ મહાદેવનુ વર્ણન કરે છે સર્વાન્તર્યામી મહાદેવના જ્ઞાનવડે સુખની પ્રાપ્તિ તથા દુખની નિવૃત્તિરૂપ ફળ થાય છે. માટે

મહાદેવના બોધવડે વેદ પ્રમાણતાને માને છે. મહાદેવની ઇચ્છાવડે સઘળા દેવો પ્રાદુર્ભાવને તથા તિરોભાવને પામે છે આથી કહ્યુ છે કે,

**वपुः प्रादुर्भावात् अनुमितमिदं जन्मनि पुरा। पुरारे न प्राय क्वचिदपि भवन्तं प्रणतवान्। नमन्मुक्तः सम्प्रत्यहमतनु- रग्रेऽप्यनतिभाक् महेश क्षन्तव्यं तदिदमपराधद्वयमपि॥**

અર્થ -મને આ શરીરની ઉત્પત્ત થઇ છે, તેથી મને લાગે છે કે, હે મહાદેવ! આગલા જન્મમા મે આપને નમન કરેલ નહિ જો મે તમને નમન કરેલ હોત તો આ સમયે મને શરીર નહિ હોવાથી હુ આપને નમસ્કાર કરી શકત નહિ માટે હે મહાદેવ! મારા બે પ્રકારના અપરાધો થયા હોય, તેથી આપ ક્ષમા કરજો" આવુ શિવ સબધી સપૂર્ણ જ્ઞાનની પ્રાપ્તિ સાત સહિતાવાળા શિવ પુરાણના વાચવા- વડે થાય છે, માટે સાત દિવસમા સાત સહિતાવાળી સપ્તાહ કરવાવડે ચિત્તની શુદ્ધિ થયા વિના રહેતી નથી આટલુ કહી હુ મારા વાચકોને વિજ્ઞાપ્ત કરૂ છુ કે હસ ક્ષીરની માફક ભૂલ સુધારી તેઓ આ સર્વ બાબતનુ મનન કરશે. **सुज्ञेषु किं बहुना.**

સવત ૧૯૮૧ અષાડ શુકલ પૂર્ણિમા

લી શ્રી શિવના ઉપાસક
**છોટાલાલ ચદ્રશકર શાસ્ત્રી.**



# અનુક્રમણિકા.

# સી. સી. શાસ્ત્રી કૃત પુસ્તકો.

**(૧) બ્રહ્મસૂત્ર સહિત શારીરક શાંકર મહાભાષ્ય** ગુરૂશિષ્યના સવાદરૂપે બહાર પાડવામા આવેલ છે જ્યાં પૂર્વ પક્ષ તથા ઉત્તર પક્ષ લીધો છે ત્યા આ પુસ્તકમા ગુરૂશિષ્યનો વાદ લીધો છે આજ વેદાત દર્શન છે સર્વ દર્શનોની સમાપ્તિ ઉત્તર મીમાસામા થાય છે આમા ચાર અધ્યાય છે પ્રથમમા શ્રવણુ સબધી, બીજામા મનન સંબંધી, ત્રીજામા નિદિધ્યાસન સબધી તથા ચોથામા મોક્ષ સબધી નિરૂપણુ કરવામાં આવ્યુ છે ઉપનિષદોમા જે જે પૃથકતા જણાય છે તેનુ સારી રીતે સમેલન કરવામા આવેલ છે

આની કીમત રૂા ૬ છે તથા પોસ્ટેજ જુદુ

**(૨) પ્રકીર્ણ ઉપનિષદ્ સહિત એકાદશોપનિષદ્** (શુદ્ધ ગુજરાતી ભાષાતર) આમા લગભગ ૪૦ ઉપનિષદો વર્ણવેલ છે જેવાકે, બ્રહદારણ્યક, ઇશાવાસ્ય, માડુક્ય, મુડક, કેન, કઠ, ઐતરેય, તૈત્તિરીય, છાદોગ્ય, પ્રશ્ન, શ્વેતાશ્વતર, બ્રહ્મબિદુ, હસોપનિષદ્, આરૂણિક, ગર્ભ, નારાયણુ, પરમહસ, બ્રહ્મબિંદુ, અમૃતનાદ, અથર્વશિર, અથર્વશિખ, મૈત્રાયણી, કૌષીતકિ, આદિ અનેક ઉપનિષદોનો સમાવેશ કરેલ છે. પ્રથમના દશ ઉપનિષદોનો અન્વયાર્થ આપેલ છે.

**કીમત રૂા. ૮ પોસ્ટેજ જુદું.**

(૩) તત્ત્વાનુસંધાનઃ-જીવ બ્રહ્મની એકતા સંબંધી જે જ્ઞાન, તેનુ નિરૂપણુ કરનારો આ ગ્રંથ છે. આમા પણુ ચાર અધ્યાય છે પહેલામા આત્માનુ પ્રમેયરૂપ, બીજામાં પ્રમાણુરૂપે, ત્રીજામાં પ્રમાતારૂપે, તથા ચોથામા મુક્તિનું નિરૂપણુ કર્યું છે. ન્યાયની કોટી બહુ સારી રીતે આમાં સમજાવી છે

કીમત રૂ. ૨ા અઢી તથા પોસ્ટેજ જૂદું.

(૪) આત્મપુરાણુ (શુદ્ધ ગુજરાતી ભાષાંતર) જેઓને ઉપનિષદમા સમજણુ પડે નહિ, તેવાઓને માટે આ આત્મપુરાણુ ઉત્તમ ગ્રંથ છે જો કે આમા પણુ ઉપનિષદો છે પણુ બ્રહ્મજ્ઞાન સંબંધી વિવેચન ચંદ્રકાન્ત ગ્રંથની માફક વાર્તારૂપે આપેલ છે આમા લગભગ આડત્રીશ ઉપનિષદો વાર્તારૂપે આપેલ છે જીજ્ઞાસુને આના જેવો વિદ્યાસબંધી બીજો ગ્રંથ નથી આના અઢાર અધ્યાય છે લગભગ ૯૦૦ પાનાનુ રોયલ આઠ પેજી પુસ્તક છે.

કીમત રૂ. ૮ અંકે આઠ પોસ્ટેજ જૂદું

(૫) સુંદરી સૌભાગ્ય સર્વસ્વઃ-પતિવ્રતાના સ્ત્રીઓના ચરિત્રો, વળી સ્ત્રી પુરૂષ વચ્ચે લગ્ન સંબંધી વેદોક્ત પ્રતિજ્ઞાઓ, સુવાસિની તરીકે ધર્મ, વિધવારૂપે ધર્મો ઈત્યાદિ વિષયો આપેલ છે સ્ત્રીઓને આ પુસ્તક અત્યંત બોધદાયક છે

કીમત રૂ. ૩ અંકે ત્રણુ, પોસ્ટેજ જૂદું.

(૬) અદૃષ્ટ ફળ દર્પણ-આમા પ્રારબ્ધઆદિનુ વર્ણન તથા પ્રસ્થાપિત નીતિના શ્લોક સબધી સારૂ વિવેચન કરેલ છે

કીમત રૂા. ૨ા અંકે સવાબે, પોસ્ટેજ જૂદુ

(૭) વિચાર સાગર સચિત્ર-(છપાય છે)

કીમત રૂા ૨ા પોસ્ટેજ જૂદુ

(૮) ચડીપાઠ (શુદ્ધ ગુજરાતી ભાષાતર સહિત ગુટકામા તથા ટીકા સહિત) છપાય છે

કીમત રૂા ૧ાા અકે દોઢ પોસ્ટેજ જૂદુ

(૯) શ્રીમદ્‌ભગવદ્‌ગીતા, (ગુજરાતી ભાષાતર) પદચ્છેદ, શબ્દાર્થ, અન્વયાર્થ તથા મધુસૂદનની ટીકા સહિત

કીમત રૂા ૬ અંકે છ ટપાલ જૂદુ (છપાય) છે

આખો બધો સટ લેનારને સારૂં કમીશન આપવામા આવશે.

સી સી શાસ્ત્રીની કપની

બુકસેલર, ઝવેરબાગ કાલબાદેવી રોડ,

મુંબઇ ન. ૨

॥ ॐ तत्सत् ॥

॥ श्री मच्छंकराचार्य विरचितं ॥

# पंचीकरणं.

## ચિત્ત સમાધાનનુ સાધન.

अथातः परमहंसानां समाधिर्निधि व्याख्यास्यामः ॥

અર્થ—કર્મની સમાપ્તિ પછી તથા ઉપાસનાનો સમય થાય ત્યારે જેઓ પરમ હંસની દીક્ષાવાળા છે, તેઓએ પોતાનું ચિત્ત સમહિત અર્થાત્ એકાગ્ર થાય, તે માટે શું કરવુ જોઇએ, તે સંબધીનું વર્ણન, હે શિષ્યજનો! હુ તમારા આગળ કરૂ છું, તે તમો એકાગ્ર મનવડે શ્રવણ કરો

## સુરેશ્વરાચાર્ય વાર્તિક.

ओंकारः सर्व वेदानां सारस्तत्त्वप्रकाशकः ।
तेन चित्तसमाधानं मुमुक्षूणां प्रकाश्यते ॥१॥

અર્થ:—સઘળા ચારે વેદોના સારરૂપે ૐકાર છે. તત્ત્વ અર્થાત્ જીવ બ્રહ્મની એકતાના પ્રકટ કરવાના સાધનરૂપે આ ૐકાર છે ચિત્તની એકાગ્રતા કરવી હોય તો ૐકારનુ જ ચિતન કરવુ જે લોકો મોક્ષની ઇચ્છાવાળા છે, તેવા શિષ્યોને માટેજ તેના સ્વરૂપનું વર્ણન કરવામા આવે છે. (૧)

## આનંદગિરિનું વિવરણ.

यद्बोधादिदं भाति यद्बोधाद्विनिवर्तते ।
नमस्तस्मै परानन्द वपुषे परमात्मने ॥

અર્થ —આ દૃશ્યરૂપ જગતનો વિસ્તાર, જે પરબ્રહ્મનું જ્ઞાન નહિ હોવાથી થાય છે તથા જે પરબ્રહ્મનુ જ્ઞાન થયા પછી સાંસારિક પ્રપંચની નિવૃત્તિ થાય છે, એવા પરબ્રહ્મ સ્વરૂપ પરમાત્માને નમસ્કાર છે આ પરમાત્માનું સ્વરૂપ ઉત્કૃષ્ટ આનંદરૂપે છે

## રામતીર્થ તત્વ ચંદ્રિકા.

यन्नामरूप जगदुद्भव संप्रतिष्ठा
संरोध कारण मनिर्वचनीय शक्ति ।
सच्चित्सुखाद्वयवपुर्जगतो हिताय
रामाभिधामुपगतं भुवि तन्नमामि ॥१॥

અર્થ -નામ તથા રૂપને લીધે આ જગત છે પરબ્રહ્મ પરમાત્મા જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયના કારણસ્વરૂપે કહેવાય છે. આ પરમાત્માનુ સ્વરૂપ અનિર્વચનીય છે અર્થાત્ કોઇની પણ વાણીવડે તેનું વર્ણન થઈ શકે એમ નથી. તેઓ સત્સ્વરૂપે, ચિત્સ્વરૂપે તથા આનંદ સ્વરૂપે છે જો કે તેઓ પોતે દ્વૈત ભાવથી રહિત છે, છતા જગતના હિતને અર્થે શરીરને ધારણ કરે છે આવી રીતનુ રામ એવા નામવાળું જે શરીર જગતમા રહેલુ છે, તે શરીરને મારા નમસ્કાર છે (૧)

यत्पांसुधूसरित मस्तक मस्तपाप-
मज्ञान लक्षण महाग्रह यक्ष भूताः ।
मुक्त्वा शुभां ययुरजस्रमतीव रम्यं
श्री कृष्णतीर्थ गुरुपादयुगं नमामि ॥ २ ॥

અર્થઃ-અજ્ઞાનરૂપી કારણને લઇ મહાન્ ગ્રહોરૂપે, યક્ષોરૂપે તથા ભૂતોરૂપે જીવો થાય છે. આ સર્વ નઠારી યોનિને પ્રાપ્ત થયેલા જીવોના મસ્તકપર શ્રીકૃષ્ણ પરમાત્માના પગની રજ ઉડીને જાય છે, તો તે અધમયોનિવાળા જીવોનાં સર્વ પાપો નાશ પામે છે. તેઓની અશુભ ગતિનો નાશ થાય છે તથા વારંવાર તેઓ શુભ સ્વરૂપને પામે છે. આ રીતના જે શ્રીકૃષ્ણ તીર્થરૂપે તથા ગુરુસ્વરૂપે છે, તેમનાં ચરણકમળને હું નમસ્કાર કરૂં છું. (૨)

जगन्नाथाश्रमाद्या ये गुरवो मे कृपालवः
तानहं विधिवन्नत्वा करवै तत्त्वचन्द्रिकाम् ॥ ३ ॥

અર્થ-જગન્નાથાશ્રમ આદિ જે મહાન્ ગુરૂઓ છે તથા જેઓ મારાપર અત્યંત કૃપાને કરવાવાળા છે, તે ગુરૂને હું વિધિ પ્રમાણે નમન કરી આ પંચીકરણના પર તત્વચંદ્રિકા નામની દીપિકા હું રચું છું. (૩)

શ્રીમદ્ ભગવત્ પૂજ્યપાદ શંકરાચાર્યવડે રચાયેલ પંચીકરણ નામનું જે પ્રકરણ છે, તે ઘણુંજ સંક્ષેપવાળું છે આ પ્રકરણને વિષે અનેક અર્થોનો સંગ્રહ હોવાથી મહાન્ ગંભીર છે. વળી આનંદ ગિરિ નામના આચાર્યે ઘણુજ નિર્મળ

અર્થની અંદર આ પ્રકરણનુ સ્પષ્ટીકરણ કરવાની ઇચ્છા કરી છે પોતાના કાર્યની સમાપ્તિમા કોઈપણ પ્રકારનું વિઘ્ન થાય નહિ, આવા કારણથી વિશેષે કરી શિષ્ટ આચારના સંપ્રદાય પ્રમાણે દેવને નમસ્કાર કરવા જોઈએ આવા કારણને લઇ શ્રી આનદ ગિરિએ શાસ્ત્રનો વિષય શરૂ કરતા પહેલા यद्बोध ઇત્યાદિવડે મગળાચરણ કરેલ છે આ यद्बोध ઇત્યાદિ મગળાચરણની નીચે પ્રમાણે ટીકા છે –આમા મુખ્ય સાર એ છે કે, પરમાત્માને નમસ્કાર છે આ પરમાત્માની અપ્રસિદ્ધિનો નિષેધ 'તે' એવા સર્વનામવડે કર્યો છે કારણકે દરેક સર્વનામ પ્રસિદ્ધ અર્થનુ સૂચન કરે છે પરમાત્માની પ્રસિદ્ધિ एष सर्वेश्वरः (બૃ૦ ૪, ૪, ૨૨, માડૂ. ૬) ઇત્યાદિ શ્રુતિમા જણાવેલ છે જે પરમાત્માનુ શબ્દવડે વર્ણન કરવામા આવેલ છે, તે પરમાત્માના તટસ્થ તથા સ્વરૂપ એવા બે લક્ષણો છે મૂળ સ્વરૂપને આવરણ કરનાર અજ્ઞાન છે. આ આવરણને લીધે જ બ્રહ્માથી માડી જડ પર્યંત સર્વ ભૂત ભૌતિક જગતની કલ્પના કરવામા આવી છે આ આવરણને લઈને જ જગતનો ભાસ થાય છે પણ આ ભાસ કેવળ કલ્પના માત્ર છે, પણ તત્વરૂપે નથી. જેવું પ્રતિભાસ સ્વરૂપ અર્થાત્ સ્વપ્નાવસ્થાનું સ્વરૂપ છે, તેવુ જ જાગ્રત અવસ્થાનુ જગતનુ સ્વરૂપ છે. દૃષ્ટાત તરિકે, રજ્જુનુ અજ્ઞાન હોય ત્યા સૂધી તે રજ્જુ સર્પરૂપે, માળારૂપે, દડરૂપે અથવા જળની ધારારૂપે પ્રતીત થાય છે. આ સર્વ પ્રકારની પ્રતીતિનો નાશ જ્ઞાન કરે છે પરમાત્મા અનિર્વચનીય સ્વરૂપે છે, એવુ જ્ઞાન પરમાત્માના જ્ઞાનવડે થાય છે. સર્વ

પ્રકારના પ્રપચનો નાશ તથા પરમાત્માનુ સ્વરૂપ અનિર્વચનીય સ્વરૂપે છે, એવું જ્ઞાન પરમાત્માના જ્ઞાનવડે થાય છે એવે પ્રકારના પ્રપચનો નાશ તથા પરમાત્માનું સ્વરૂપ અનિર્વચનીય રૂપે છે આવી સિદ્ધિ જ્ઞાનવડેજ થાય છે. બ્રહ્માકાર અંત કરણની વૃત્તિ થવી, આનુ નામ જ્ઞાન છે આ જ્ઞાનથી ઉપદાન-યુકત જગતનો વિશેષે કરી નાશ થાય છે. ब्रह्मविदाप्नोति परम् (તૈ ૦ ૨, ૧, ૧) ઇત્યાદિ શ્રુતિથી બ્રહ્મજ્ઞાન, એજ મોક્ષના સાધનરૂપે છે, એમ સિદ્ધ થાય છે આ જ્ઞાન કેવળ કર્મના સમુદ્રરૂપે નથી આથી મહાનારાયણ ઉપનિષદમા કહ્યું છે કે, न कर्मणा न प्रजया અર્થ:-કર્મ કે પ્રજાવડે બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થતી નથી. આ રીતે બ્રહ્મજ્ઞાન જ મોક્ષના સાધન-રૂપે છે, પણ અન્ય કોઇ સાધન નથી આ મોક્ષનું સ્વરૂપ કેવુ છે તે માટે કહ્યું છે કે, કોઇ પણ પ્રકારના પ્રપચથી રહિત બ્રહ્મનું સ્વરૂપ પોતાના આત્માને વિશે સ્થિતિ કરવા-રૂપ છે. જ્ઞાનરૂપી સાધન જ પ્રપચનો નાશ કરે છે. શ્રુતિમા કહ્યુ છે કે "ज्ञानादेव तु कैवल्यम અર્થ:-જ્ઞાનથી મોક્ષની પ્રાપ્તિ થાય છે" બીજા કોઇ પણ પ્રકારે નહિ. જ્ઞાન તથા પ્રપચ એક વિરોધ યુક્ત છે જ્યારે અજ્ઞાન નાશ પામે તે ત્યારેજ જ્ઞાનવડે નાશ થવા યોગ્ય પ્રપચ બને છે જ્યા સૂધી અજ્ઞાન હોય છે ત્યા સૂધી જ્ઞાનવડે પ્રપચનુ નાશ થવાપણુ સભવતુ નથી. આજ પ્રમાણે પરમાત્માના તટસ્થ સ્વરૂપવડે બ્રહ્મ સર્વના આશ્રયરૂપે છે તથા સર્વનિષેધના અવધિરૂપે છે, એમ જાણવામા આવે છે નિરતિશય આનદ સ્વરૂપવાળા પરમાત્મા છે તૈત્તિરીય શ્રુતિમા કહ્યુ છે કે,

આનંદો બ્રહ્મેતિ વ્યજાનાત્ આનંદ સ્વરૂપે બ્રહ્મ છે, એમ જાણવું. અહીં આનંદ શબ્દ સત્યાદિના સૂચકરૂપે છે.

શિષ્ય –હવે જે નમસ્કાર કરનાર છે તથા બ્રહ્મ આ બેઉ એકજ રૂપે છે, તો પછી બ્રહ્મ નમસ્કારને યોગ્ય છે, એમ કેવી રીતે કહેવાઈ શકે ?

ગુરૂ–આ દોષ નથી. જેને કારણ સ્વરૂપની પ્રાપ્તિ નથી થઇ, તેવો જીવ નમસ્કાર કરવાને યોગ્ય છે. પરમાત્મા આ શબ્દમાં આત્માને પરમપણાનુ જે વિશેષણ આપેલ છે, તેથી એમ સૂચન થાય છે કે, બ્રહ્મ તથા આત્માની એકતા છે. (૧)

## જગતની સ્થિતિ કેવી રીતે ?

सच्छब्दवाच्यमविद्याशबलं ब्रह्म ब्रह्मणोऽव्यक्तम् ।
अव्यक्तान्महत् महतोऽहंकारः । अहंकारात् पंचतन्मात्राणि ।
पंचतन्मात्रेभ्यः पंचमहाभूतानि। पंचमहाभूतेभ्योऽखिलं जगत्॥

અર્થઃ—બ્રહ્મનું સ્વરૂપ કેવું છે, તે સંબંધી કહ્યું છે કે, તેનું વર્ણન "સત્' એ શબ્દવડે કરવામાં આવે છે. વળી તે અવિદ્યાને લીધે વ્યષ્ટિ સ્વરૂપે તેનો ભાસ થાય છે. આ બ્રહ્મમાથી અવ્યકતની ઉત્પત્તિ થાય છે. અવ્યકતમાંથી મહતની ઉત્પત્તિ થાય છે. મહત્માથી અહંકાર થાય છે. અહંકારમાથી પાચ તન્માત્રાઓ થાય છે તથા પાચ તન્માત્રાઓમાંથી પંચ મહા ભૂતોની ઉત્પત્તિ થાય છે. આ પંચ મહા ભૂતને લઈ સર્વ જગત્ વિસ્તારને પામેલ છે.

## સુરેશ્વરાચાર્ય વાર્તિક.

आसीदेकं परं ब्रह्म नित्यमुक्तमविक्रियम् ।
तत्स्वमायासमावेशा द्बीजमव्याकृतात्मकम् ॥ २ ॥
तस्मादाकाशमुत्पन्नं शब्दतन्मात्ररूपकम् ।
स्पर्शात्मक स्ततो वायु स्तेजो रूपात्मकं ततः ॥ ३ ॥
आपो रसात्मिका स्तस्मा त्तेभ्यो गन्धात्मिका मही ।
शब्दैकगुणमाकाशं शब्दस्पर्शगुणो मरुत् ॥ ४ ॥
शब्दस्पर्शरूपगुणै स्त्रिगुणं तेज उच्यते ।
शब्दस्पर्शरूपरसगुणै राप श्चतुर्गुणा ॥ ५ ॥
शब्दस्पर्शरूपरसगन्धैः पंचगुणा मही ।
तेभ्यः समभवत्सूत्रं लिंगं सर्वात्मकं महत् ॥ ६ ॥
ततः स्थूलानि भूतानि पञ्च तेभ्यो विराडभूत् ।
पंचीकृतानि भूतानि स्थूलानीत्युच्यते बुधैः ॥ ७ ॥

અર્થઃ—બ્રહ્મ પ્રથમ એક સ્વરૂપે તથા શ્રેષ્ઠ સ્વરૂપે હતુ. આ બ્રહ્મનુ સ્વરૂપ હમેશ મુકતરૂપે છે અર્થાત્ તેને વિશે બધાદિનો અભાવ છે. વળી તે કોઈપણ પ્રકારના વિકારથી રહિત છે પોતાની જ માયાના સમાવેશને લઈ આ બ્રહ્મ કારણ સ્વરૂપે બને છે બાકી ખરી સ્થિતિ તો અવ્યાકૃતરૂપે અર્થાત્ કોઈપણ વિકારથી રહિતરૂપે છે. (૨)

અર્થઃ—આ અવ્યાકૃતનાંથી આકાશની ઉત્પત્તિ થઇ છે. આકાશનો વિષય શબ્દ તન્માત્રારૂપે છે આકાશમાથી વાયુની ઉત્પત્તિ થઇ તથા વાયુનો વિષય સ્પર્શાત્મકરૂપે છે. વાયુમાથી તેજની ઉત્પત્તિ થઈ તથા તે તેના વિષયરૂપે છે. (૩)

અર્થ.—તેજમાંથી જળની ઉત્પત્તિ થઇ તથા તેનો વિષય રસ છે જળમાંથી પૃથ્વીની ઉત્પત્તિ થઇ તથા તેનો વિષય ગંધ છે. આકાશનો ગુણ કેવળ શબ્દ છે વાયુ શબ્દ તથા સ્પર્શ એમ બે ગુણવાળો છે. (૪)

અર્થ:—શબ્દ સ્પર્શ તથા રૂપ આ ત્રણ ગુણને લઈ ત્રણ ગુણના સમૂહરૂપે તેજ કહેવાય છે વળી શબ્દ, સ્પર્શ, રૂપ તથા રસ ગુણોને લઈ ચાર પ્રકારના ગુણોવાળું જળ છે. (૫)

અર્થ:—શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ આ પાંચ ગુણોને લીધે પાંચ પ્રકારના ગુણવાળી પૃથ્વી કહેવાય છે આ સઘળામાંથી મહત્‌ની ઉત્પત્તિ થઈ છે, જે સૂત્રાત્મ સ્વરૂપે તથા સર્વાત્મકરૂપે છે. (૬)

અર્થ:—આ મહત્‌માંથી પાંચ સ્થૂલ ભૂતો ઉત્પન્ન થયા છે વળી પાંચ સ્થૂલ ભૂતોમાંથી વિરાટની ઉત્પત્તિ થઇ છે. વિદ્વાનોવડે આ સ્થૂલ ભૂતોનું વર્ણન પંચીકૃતરૂપે કરેલ છે.(૭)

## આનંદ ગિરિ વિવરણ.

अतीतानेकजन्मसुकृतप्रसादासादित शुद्धबुद्धिमतां। विवेकवैराग्यशमदमादिसाधनसंपन्नानां परित्यक्तसर्वकर्मणां मोक्षमात्रमाकांक्षतां तदुपायभूतं तत्त्वज्ञानमापाततः श्रुतिमुखादधिगतमवाप्तुमिच्छतामतिलघुनोपायेन कथमिदमुत्पद्यतामिति मन्वानः सन्नाचार्य ॐकारं सर्ववेदसारभूतं तथाविध सम्यग्बोधसमुदयनिदानं प्रतिपद्य तदीयस्वरूपनिरूपणद्वारा तत्त्वं निवेदयितुकाम स्तदवयवभूताकारस्यार्थं तारयत्नध्यारोपापवादन्यायमनुसरन् प्रतिपत्तिसौकर्यार्थं प्रथमं स्थूलप्रपंचमुपन्यस्यति ॥

અર્થઃ—પૂર્વે થઇ ગયેલા અનેક જન્મોવડે જે કાંઇ પુણ્યની પ્રાપ્તિ થયેલી હોય છે,તેથી મનુષ્યોની બુદ્ધિ નિર્મળ બને છે. બુદ્ધિની નિર્મળતાને લઈ મનુષ્ય વિવેક વૈરાગ્યને તથા શમદમાદિ સાધન ચતુષ્ટયને પામે છે જે મનુષ્યને વિવેકાદિ પ્રાપ્ત થાય છે, તે સર્વ પ્રકારના કર્મનો ત્યાગ કરી શકે છે સર્વ પ્રકારના કર્મનો ત્યાગ કરવા પછી મનુષ્યને કેવળ મોક્ષનીજ ઇચ્છા થાય છે જે મનુષ્યને મોક્ષની ઈચ્છા હોય છે, તેને ઉપાયરૂપે તત્વજ્ઞાન છે આ તત્વજ્ઞાનની ઉત્પત્તિ શ્રુતિમુખવાળાં વચનવડે થાય છે પણ તે પ્રાપ્ત કરવા ટુંકામા ટુંકો ઉપાય શું છે તથા કેવી રીતે તે તત્વજ્ઞાન મળી શકે છે, તેની શોધ કરવાવાળા મુમુક્ષુઓ, કોઇએક શ્રોત્રિય તથા બ્રહ્મનિષ્ઠ એવા ગુરુપાસે જાય છે સર્વ વેદના સારરૂપે કેવળ ૐકાર છે, માટે હુ આ શિષ્યોને સારી રીતે ૐકારના સ્વરૂપનુ જ્ઞાન આપુ, એમ ગુરુ વિચારે છે સર્વ પ્રકારના જ્ઞાનના કારણરૂપે ૐકાર છે, આમ માની ગુરુ ૐકારનુ સ્વરૂપ કેવા પ્રકારનું છે, તેનું શિષ્યો આગળ વર્ણન કરે છે આ ૐકારનું વર્ણન કરવા પ્રથમ ૐકારના અવયવરૂપ પ્રથમ અકારનુ વર્ણન શિષ્યોની આગળ કરે છે. ગુરુ આ રીતે પ્રથમ અધ્યરોપાવવાદનો અગીકાર કરે છે તથા શિષ્યોને તત્વજ્ઞાન સહેલાઇથી મળે, માટે પ્રથમ તેઓની આગળ અકારરૂપ સ્થૂલ પ્રપચનું વર્ણન કરે છે

## રામતીર્થ ચન્દ્રિકા

અજ્ઞાનનો નાશ કેવી રીતે થાય, તે સબધી વર્ણન આ સ્થળે છે. આ હેતુને લઈ સબંધ તથા અધિકારી, આ બેઉ

બાબત જાણવી. હવે અધિકારીનુ સ્વરૂપ કેવા પ્રકારનુ હોવુ જોઈએ, તે સબધી ઉહાપોહ આ સ્થળે છે અવિદ્યા અનાદિ-સ્વરૂપે છે અવિદ્યાવડે સસારરૂપી કલ્પના કરવામા આવે છે આ સસારવાસનાને લઇ જેઓના અત કરણ આસકત છે, તેઓ પોતે એમ માને છે કે, હુ અમુક વસ્તુનો કર્તા છુ તથા આ વસ્તુનો ભોકતા હુ છુ આ પ્રકારનું મનુષ્યોને જે અભિમાન થાય છે, તેથી તેઓને સ્વર્ગ તથા નરકના સુખ તથા દુખોનો અનુભવ કરવો પડે છે આ જીવો પૂર્વ પૂર્વના અનેક ભોગ વાસનાવડે પ્રવૃત્તિ માર્ગમા રચી પચી રહેલા હોય છે આવા જીવોની કેવી રીતે પ્રવૃત્તિમાથી નિવૃત્તિ થાય, તે સબધી શ્રી આચાર્ય અહીં નિરૂપણ કરે છે પ્રથમ કર્મનુ અનુષ્ઠાન હોય છે. ત્યારબાદ કરેલ કર્મનો ભોગવટો થાય છે ફરી ભોગવાસનાને લઈ મનુષ્યો કર્મ કરે છે આ પ્રમાણે કર્મમાર્ગથી જીવોની નિવૃત્તિ થતી નથી જો કે આવી રીતની સ્થિતિ છે, છતા અનેક જન્મોમા જે કાઇ પુણ્યો કરવામા આવેલ હોય, તેના ફળરૂપે કોઇએક જન્મને વિશે નિવૃત્તિને વિશે ઉત્સુકતા પેદા થાય છે આથી અનેક જન્મોમા નિત્ય તથા નૈમિત્તિક એવા કેવળ કર્મો કરવામા જ જીવ પોતાનો સમય ગાળે છે. અનેક જન્મોમા જે કાઇ સુકૃત પ્રાપ્ત કરેલ હોય છે, તેથી અત કરણને વિશે રહેલ ચિત્તની શુધ્ધિ થાય છે

શિષ્ય:–કેવા પ્રકારના મનુષ્યોને ચિત્તની શુદ્ધિ થાયછે?

ગુરૂ –જેઓએ વિવેકાદિ વસ્તુ પ્રાપ્ત કરેલ છે, તેઓનાજ અતઃકરણની શુદ્ધિ થાય છે. શિષ્ય વિવેક એટલે શું?

ગુરૂ-આ વસ્તુ નિત્ય છે તથા આ વસ્તુ અનિત્ય છે, તે સબંધીનુ જે જ્ઞાન, તેને વિવેક કહે છે આ વિવેકનું સ્વરૂપ કેવું છે, તે સબધી કહ્યું છે કે, બ્રહ્મ એજ નિત્ય સ્વરૂપે છે તથા બ્રહ્મથી ભિન્ન જેટલી વસ્તુ છે તે અનિત્ય છે, આવી રીતની બુદ્ધિ થવી, તેનું નામ વિવેક છે. શ્રુતિમા કહ્યું છે કે, "સત્ય જ્ઞાનમનત બ્રહ્મ (તૈ. ૨, ૧, ૧) अजो नित्यः शाश्वत (કઠ૦ ૨-૧૮) नित्य विज्ञान मानंदं ब्रह्म (બૃ૦ ૩-૨૮) नेह ना-नास्ति किंचन (બૃ૦ ૪, ૪-૧૯) (કઠ૦ ૪-૧૧) यत्र नान्यत् पश्यति नान्यच्छृणोति (છા૦ ૭, ૨૪, ૧) मृत्तिकेत्येव सत्यम् (છા૦ ૬, ૧, ૪) અર્થ:-બ્રહ્મ સત્યસ્વરૂપે, જ્ઞાન સ્વરૂપે તથા અનંતરૂપે છે. બ્રહ્મ જન્મ મરણથી રહિત, નિત્ય તથા શાશ્વત અર્થાત્ કોઈ પણ પ્રકારના વિકારથી રહિત છે. આ બ્રહ્મ નિત્યરૂપે, વિજ્ઞાન સ્વરૂપે તથા આનદ સ્વરૂપે છે. જગતને વિશે જે અનેક પ્રકારની પૃથકતા દેખાય છે, તે બ્રહ્મને વિશે નથી. બ્રહ્મથી ભિન્ન કોઈ નથી કે જે જૂવે છે તથા સાભળે છે. જેમ ઘટ તથા કોડીઆમા મૃત્તિકા સત્ય છે તેમ સર્વ બ્રહ્માડને વિશે કેવળ બ્રહ્મ એજ સત્ય સ્વરૂપે છે." આવી રીતના શ્રુતિના વચનોનુ ચિંતન કરવામા આવે ત્યારે વિવેક ઉત્પન્ન થાય છે.

શિષ્ય:—વૈરાગ્ય એટલે શુ ? ગુરૂ-વૈરાગ્ય સંબંધી શ્રુતિમાં નીચે પ્રમાણેનાં વચનો છે, જેમકે "आत्मनस्तु कामाय सर्वं प्रियं भवति (બૃ૦ ૨, ૪, ૬) तद्यथेह कर्मचितो लोकः क्षीयते एवमेवामुत्र पुण्यचितोलोकः क्षीयते (છા૦ ૮, ૧, ૬)

અર્થ:—આત્મા કે જે પ્રિયતમરૂપે છે તેને લીધે સર્વ વસ્તુ મનુષ્યને પ્રિય લાગે છે જેમ કર્મવડે જિતાયલો આ લોક ક્ષયને પામે છે તેજ પ્રમાણે આત્માને તથા તેના નિત્ય સંકલ્પોને નહિ જાણનાર દેહથી મુક્ત થયા પછી સર્વ લોકમાં પરાધીનતાને પામે છે, પણ આત્માને તથા તેના સત્ય સંકલ્પને જાણ્યા પછી, જે દેહ છોડે છે તે સર્વ લોક વિશે સ્વતંત્રરૂપે થાય છે" આ રીતની શ્રુતિના ચિંતનવડે વૈરાગ્ય ભાવની ઉત્પત્તિ થાય છે

શિષ્ય—શાંત તથા દાન્ત પુરૂષ કોને કહેવો?

ગુરુ—આ સંબંધી શ્રુતિમાં કહ્યું છે કે, शान्तो दान्त (બૃ૦ ૪, ૪, ૨૩) જે શાંત છે, જે સર્વ પ્રકારની એષણાઓથી મુક્ત છે. જે સહનશીલ છે, તથા જે પોતાના મનને એકજ વસ્તુને વિશે લગાડનારો છે, તેજ કેવળ આત્મસાક્ષાત્કાર કરી શકે છે આ રીતના શ્રુતિના ચિંતનથી શમ આદિ ભાવ ઉત્પન્ન થાય છે. હવે શમ શબ્દનો શો અર્થ છે, તે હું કહું છું અંતઃકરણનો જે નિગ્રહ કરવો, તેને શમ કહે છે વળી બાહ્યેન્દ્રિયનો જે નિગ્રહ કરવો તેને દમ કહે છે શમ તથા દમ આ બે શબ્દો સાથે આદિ વગેરે શબ્દ મૂકેલ છે આ આદિ શબ્દવડે ઉપરતિ, તિતિક્ષા, સમાધાન તથા શ્રદ્ધા, આ ચાર પ્રકારના સાધનોને ગ્રહણ કરવા. હવે સાધન સંપત્તિ કોને પ્રકટ થાય છે, તે સંબંધી કહેવાય છે પોતાના સર્વાત્મ ભાવવડે જેણે દેહયાત્રાથી રહિત બીજા સર્વ પ્રકારના લૌકિક કર્મનો ત્યાગ કરેલ હોય છે, તેજ પ્રમાણે આવશ્યક કર્મથી રહિત સર્વ પ્રકારના વૈદિક કર્મનો પણ જેણે ત્યાગ કરેલ છે, તેઓને સાધન સંપત્તિ પ્રાપ્ત થયેલ કહેવાય છે.

શિષ્ય —જે આવો સ.ધનસંપન્ન હોય છે, તેવાનીજ પ્રવૃત્તિ કેમ મોક્ષના સમંધમા હોય છે ?

ગુરૂઃ—કોઇ એક વસ્તુને વિશે આસક્તિ તથા કોઇપણ પ્રકારની વસ્તુ મેળવવાની જેને ઇચ્છા નથી હોતી, તેનેજ મોક્ષમા પ્રવૃત્તિ થાય છે જે મનુષ્યને કોઇપણ પ્રકારની અપેક્ષા રહે છે, તે પોતાનો હેતુ સાધવા ઇચ્છાને ધારણ કરે છે. આ કારણથીજ ભગવાને કહ્યુ છે કે, જેને મોક્ષ માત્ર પ્રયોજનનીજ આકાક્ષા રહેલ છે, પણ બીજા કશાની નહિ, તેને સાક્ષાત્કાર થાય છે અહીં મૂળમા જે માત્ર શબ્દ વાપર્યો છે તેથી એમ જાણવું કે, મોક્ષની કામના સિવાય બીજી સર્વ પ્રકારની કામનાઓનો નિષેધ કરવામા આવ્યો છે

શિષ્ય —માત્ર શબ્દવડે મોક્ષની કામનાથી ભિન્ન બીજી કામનાનો નિષેધ કર્યો છે, એમ જાણવું નહિ કારણકે મૂળમા કહ્યુ છે કે, "જેઓ તત્વજ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા હોય છે" ઇત્યાદિ જે વચન છે, તેની સાથે વિરોધ પ્રાપ્ત થશે હવે જો એમ કહેવામા આવે કે, મોક્ષનો ઉપાય ગ્રહણ કરવાથી ઇચ્છાનો વિષય ગ્રહણ કરાય છે આથી વિવિધ કામનાનો નિષેધ છે વળી શ્રુતિમા કહ્યુ છે કે—एतावदरे "खल्वमृतत्वम्" (બૃ૦ ૪, ૫, ૧૫) આ રીતે અમૃતપણાની પ્રાપ્તિ છે. આ શ્રુતિથી તત્વજ્ઞાનના ફળને પ્રાપ્ત થવુ, એટલુજ દર્શાવવામા આવ્યુ છે પણ તેમા મોક્ષનું ઉપાયપણુ રહેલ છે, એમ નથી

ગુરૂ —પુરૂષાર્થ બે પ્રકારના હોય છે, એક દુ ખની નિવૃત્તિ તથા બીજો પુરૂષાર્થ એ કે, આનદની પ્રાપ્તિ આ બે પ્રકારના

પુરૂષાર્થથી ભિન્ન તત્વજ્ઞાન નથી. જો મોક્ષનુ રૂપ કાર્યરૂપે હોય તો તેને વિશે અનિત્યતા આવશે તથા તેમ થવાથી તેની સિદ્ધિની આવશ્યકતા રહેશે નહિ સારમા એ છે કે, તત્ત્વજ્ઞાન ફળના સાધકરૂપે છે વળી અમૃતત્વ શબ્દ જે વાપરવામા આવ્યો છે, તે જેમ જીવનના સાધનરૂપ લાંગલ આદિમાં જીવનશબ્દ વપરાય છે તેનીજ માફક તત્વજ્ઞાન પ્રાપ્તિ છે. જે વસ્તુ સાધ્ય હોય છે તેના પ્રયોજનનો સ્વીકાર કરી સાધનની અપેક્ષા રહેતી છે આથી 'માત્ર' એવો જે શબ્દ મુળમા વાપર્યો છે, તે મિથ્યા નથી.

શિષ્યઃ-તત્વજ્ઞાન મોક્ષના ઉપાયરૂપે છે, એમ કેવી રીતે કહેવાઈ શકે ? વળી આ સંબધી શ્રુતિમુખ વચનો છે. જેવા કે यद्विज्ञानेन परिपश्यन्ति धीराः (મુ૦ ૨, ૨, ૭) विद्ययामृतमश्नुते (ઇશા૦ ૧૧) तस्मिन्दृष्टे परावरे (મુ. ૨, ૨, ૮) અર્થ -જે આત્માના જ્ઞાનને લઇ વિવેકાદિ યુક્ત જનો આત્મ સાક્ષાત્કાર કરી શકે છે પરમાત્માનો સાક્ષાત્કાર થવે કાર્ય તથા કારણ સર્વ વસ્તુનું જ્ઞાન થાય છે" આ રીતે શ્રુતિ મુખ વચનોવડે તત્વજ્ઞાન પ્રાપ્ત થાય છે. તો પછી મોક્ષની ઇચ્છા, એમ કેવી રીતે કહેવાય ?

ગુરુ -આ કારણને લઇને आपाततः એમ કહેલ છે. અર્થાત્ વિચારવિના કેવળ સામાન્ય પ્રકારે તત્વજ્ઞાનની પ્રાપ્તિ થાય છે.

શિષ્ય-આ પ્રમાણેનો અધિકાર પ્રાપ્ત થવા માટે તો તત્ત્વના નિર્ણયના કારણરૂપ કેવળ શરીર સંબંધીજ વર્ણન કરવું જોઇએ. તો પછી અપૂર્વ એવા પંચીકરણનું વર્ણન કરવાની શી જરૂર છે ?

ગુરુ.–આના સંબંધમાં કહ્યું છે કે, ટુંકમાજ જેને વિચાર કરવાની ઈચ્છા હોય, તેવા માટે પચીકરણ છે આવા સિદ્ધ અર્થનું સૂચન કરવાવાળો ૐકાર શબ્દ છે આવી રીતના ૐકારનુ જ્ઞાન થવુ જોઈએ હવે આ ૐકારના સંબંધમા અત્યંત વિસ્તારવાળુ તથા ગભીર એવુ ભાષ્ય છે તેમા અનેક પ્રકારના વાદો છે. વળી અયોગ્ય વાદનો નાશ કરવા માટે તેનો અનેક પ્રકારે વિસ્તાર કરવામા આવેલ છે આથી સામાન્ય જે અધિકારી છે, તે આનુ સમાલોચન કરવા શકિતમાન થતો નથી આવા કારણુને લઈને જ ટુંકમાં લોકને સમજણ પડવા માટે પચીકરણ એવા લઘુ પુસ્તકનો આરભ કરેલ છે મોક્ષના ઉપાયરૂપે જ્ઞાન છે આ જ્ઞાનનો ઉદય સારી રીતે અર્થાત્ સહેલાઈથી થાય, તે માટે આ પંચીકરણ છે અત્યંત ફળના હેતુરૂપે આમા સમ્યક્ જ્ઞાનની પ્રાપ્તિ થવી તે છે

શિષ્ય—વેદાર્થનું ચિતન કરવું, એજ જ્ઞાનનો ઉપાય છે. માટે વેદજ કેવળ નિરૂપણ કરવા યોગ્ય છે પણ પ્રણવ રૂપ ૐકાર નિરૂપણ કરવા યોગ્ય નથી.

ગુરૂ—સર્વ વેદના સારરૂપેજ આ ૐકાર છે કારણકે ૐકાર સર્વ પ્રકારની વાણીને વિશે વ્યાપી રહેલ છે વળી તે સર્વાત્મક સ્વરૂપે છે વળી શ્રુતિમા પણ કહ્યુ છે કે,

**तद्यथा शंकुना सर्वाणि पर्णानि सतृण्णान्येवमोकारेण सर्वा वाक् सतृण्णा** (છા૦ ૨, ૨૩, ૪) **ॐ इत्येतदक्षरमिद सर्वं तस्योपव्याख्यानम्** ( છા૦ ૧, ૧, ૧ ) **भूतं भवद्भविष्य**

द्विति सर्वमोंकार एव (માંડૂ૦ ૧) જેમ પર્ણો તેની ડાખળીઓ સાથે સંલગ્ન હોય છે તેમ વાણી ૐકાર સાથે સલગ્ન છે. ૐ એવા ઉદ્‌ગીથરૂપ અક્ષરની ઉપાસના કરવી ૐ એ રીતે ઉદ્‌ગાન કરવામા આવે છે આનું ઉપવ્યાખ્યાન પ્રવૃત્ત થાય છે આ સર્વ ભુત, ભવિષ્ય તથા વર્તમાન કળના વિવેચન રૂપે છે સર્વ ખરેખર ૐકારરૂપે છે. વળી સ્મૃતિમા પણ કહ્યું છે કે, "वेद प्रणव एवाग्रम आ વેદ પ્રણવ સ્વરૂપે છે" સર્વ વેદાર્થનું જે નિરૂપણ, તેજ ૐકારનુ વર્ણન છે

શિષ્ય —જેઓને તત્વજ્ઞાનની ઇચ્છા હોય છે, તેઓને તત્વજ્ઞાન સમજવા માટે તત્વમસિ આદિ જે મહા વાક્યો છે, તેનુજ વર્ણન કરવુ ઉચિત છે, પણ કેવળ પ્રણવનું નિરૂપણ કરવુ યોગ્ય નથી.

ગુરૂ—ૐકારના સ્વરૂપનું વર્ણન કરવાથી તત્વજ્ઞાનનુજ વર્ણન થયેલુ કહેવાય છે. જો પ્રણવના સ્વરૂપનું સંપૂર્ણરીતે વર્ણન કરવામાં આવે છે તો મુખ્ય રીતે મહા વાક્યનુંજ નિરૂપણ થાય એમ છે.

શિષ્ય—બ્રહ્મ તથા આત્મા એકજ સ્વરૂપે છે, આ વિચારનો વિષય છે વળી તે વાક્યના વિષયરૂપે છે પણ તે પદના વિષયરૂપે નથી વળી વાક્ય અનેક પદવાળું હોય છે. વળી પ્રણવમા ત્રણ વર્ણો રહેલા છે, તેમા પદતા છે, પણ તેમાં વાક્યપણું રહેલ નથી. આથી પદના વિષયનુ નિરૂપણ કરવાથી વાક્યના વિષયનુ વર્ણન થઇ શકે નહિ.

## પ્રણવમાં વાકયપણું.

ગુરૂ—આમ માનવુ ખોટુ છે પ્રણવને વિશે વાકયનુ સૂચન થાય છે. પદનો અર્થ શુ તે પ્રથમ જાણવો જોઇએ. વર્ણોનો જે સમૂહ હોય તેજ પદ છે, એમ નથી. કારણકે વાકયને વિશે અનેક વ્યભિચારરૂપ આપત્તિ હોય છે વળી પ્રત્યેક વર્ણની ઉત્પત્તિ થયા પછી જે વાકયના અંશનું જ્ઞાન થાય, તે વર્ણ અથવા પદ છે. પણ એકાક્ષરવાળા જે અર્થવાચકો છે, તેને વિશે પદપણુ નથી સ્મૃતિમા કહ્યુ છે કે, **अकार वासुदेव स्यात्** અકાર વાસુદેવ સ્વરૂપે છે આથી વર્ણનો જે સમુહ, તે પદ નથી આ રીતે અકારાદિને વિશે પદપણું રહેલ છે, માટે સમુદાયરૂપ પ્રણવને વિશે વાકયપણું રહેલ છે, એમ કહેવું અયોગ્ય નથી

શિષ્ય—કોઇ પણ વાકયના વિષયનો નિશ્ચય થવા પહેલા પદના વિષયનો નિશ્ચય થવો જોઇએ. આથી પદનો વિષય વર્ણવવાને યોગ્ય છે

ગુરૂ—આથી કહ્યુ છે કે, પ્રણવના એક અવયવરૂપે અકાર છે. બીજું વાકયનો વિષય અદ્વિતીય બ્રહ્મસ્વરૂપે છે. વળી વાકયનો વિષય પ્રથમ જાણવા માટે પ્રથમ અવયવનુ વર્ણન કરવું યોગ્ય છે.

## પ્રપંચનું વર્ણન શા માટે ?

શિષ્ય—પ્રપંચનું વર્ણન કરવાની શી જરૂર છે ?

ગુરૂ—જે વસ્તુ ખરી છે, તેને વિશે જે મિથ્યા છે, તેનું જે આરોપણ કરવું, આનું નામ અધ્યારોપાપવાદ છે. જે

વસ્તુ અધ્યારોપિતરૂપે છે તે વસ્તુ અપવાદરૂપે છે તથા તેના અવશેષરૂપે તેનું અધિષ્ઠાન હોય છે આ અપવાદનો નિષેધ કરવાવડે તથા પ્રથમ તેનું વર્ણન કરવાથી અધિષ્ઠાનનું જ્ઞાન થાય છે આવા હેતુને લઈ પ્રથમ અધ્યારોપાપવાદ જાણવો જોઈએ અકારના અવયવનુ વર્ણન કરવા માટે પ્રથમ પ્રપચનુ સૂચન કર્યું છે

શિષ્ય—પ્રણવના અવયવરૂપે ત્રણ વર્ણો છે. વળી ત્રણે વર્ણો એક સરખા છે તો પછી અકાર વર્ણનેજ પ્રથમ કેમ ગ્રહણ કરવામા આવ્યો ?

ગુરૂ—જે સ્થૂલ પ્રપંચ છે તેની સિદ્ધિ પ્રત્યક્ષરૂપે છે, છતા તેમા અવિદ્યાત્મકપણુ જે રહેલ છે તે પ્રસિદ્ધરૂપે નથી જ્યા સૂધી અવિદ્યાત્મનુ ઉપપાદન કરવામા નથી આવતુ ત્યાસૂધી જ્ઞાનની સાથે અવિદ્યાનો અપવાદ છે, એવો સભવ રહેતો નથી માટે અવિદ્યાનુ સ્ફોટન થવા માટે સ્થૂલ પ્રપચનું વર્ણન પ્રથમ કરવામા આવેલ છે.

## પંચીકરણુ કોને કહેવુ ?

पंचानां भूतानां एकैकं द्विधा विभज्य स्वार्द्धभागं विहायार्द्धभागं चतुर्धा विभज्येतरेषु योजिते पंचीकरणं मायारूपदर्शनमध्यारोपवादाभ्यां निष्प्रपंचं प्रपच्यते ॥

અર્થ—પચમહાભૂતોમાથી દરેક ભૂતના બબે ભાગ કરવા. ત્યાર બાદ પ્રથમના અર્ધ ભાગનો ત્યાગ કરવો. બીજો જે અડધો ભાગ રહ્યો, તેના ચાર ભાગ કરવા તે ચારે ભાગને બીજા ચાર ભૂતોને વિશે જોડવા આનુ નામ પંચીકરણુ છે.

અધ્યારોપ તથા અપવાદવડે જે વસ્તુ વિસ્તારથી રહિત છે, તે માયારૂપે જોવામા આવે છે. અર્થાત્ સર્વ પ્રકારનો વિસ્તાર જણુાય છે.

સુરેશ્વરાચાર્ય વાર્તિક'-

पृथिव्यादीनि भूतानि प्रत्येकं विभजे द्विधा ।
एकैकभागमादाय चतुर्धा विभजे त्पुनः ॥ ८ ॥
एकैकभागमेकस्मि न्भूते संवेशयेत्क्रमात् ।
ततः चाकाशभूतस्य भागाःपंच भवन्ति हि ॥ ९ ॥
व्याय्वादिभागा श्वत्वारो वाय्वादिष्वेवमादिशेत् ।
पंचीकरणमेतत्स्यादित्याहुः तत्त्ववेदिनः ॥१०॥

અર્થ:—પૃથ્વી આદિ જે ભૂતો છે, તે માંહેલા દરેક ભાગના બે સરખા ભાગ કરવા. આ બે સરખામાથી એક ભાગ લેવો. તેને પાછો ચાર પ્રકારે વિભકત કરવો (૮) ચાર ભાગ કર્યા પછી તેમાનો એકેક ભાગ દર એક ભૂતને વિશે ક્રમે કરી મેળવવો. આ રીતે આકાશ ભૂતના પાચ ભાગો થાય છે. (૯) વાયુ આદિના ચાર ભાગ વાયુ આદિમા કહેલા છે આને પંચીકરણ એમ તત્વજ્ઞાનને જાણુવાવાળાઓ કહે છે (૧૦)

## વિરાટ્ કોને કહેવુ ?

ॐ पंचीकृतपंचमहाभूतानि तत्कार्यं सर्वं विराडि-त्युच्यते एत त्स्थूलशरीरमात्मनः ॥

અર્થ:—પંચીકૃતવાળા પાચ મહાભૂતો તથા તેનુ કાર્ય, આ સર્વ વિરાટ્ એવા નામથી કહેવાય છે. આ તે વિરાટનુ સ્થૂલ શરીર કહેવાય છે.

સુરેશ્વરાચાર્ય વાર્તિક -

पंचीकृतानि भूतानि तत्कार्यं च विराड्भवेत् ।
स्थूलं शरीरं एतत्स्या दशरीरस्य चात्मनः ॥११॥
अधिदैवतमध्यात्म मधिभूत मिति त्रिधा ।
एकं ब्रह्मविभागेन भ्रमाद भाति न तत्वतः ॥१२॥

અર્થઃ—પંચીકૃતભૂતો તથા તેનુ જે કાર્ય, તે વિરાટ્ એવા નામથી કહેવાય છે આત્મા કે જે શરીરથી રહિત સ્વરૂપે છે તેનું આ સ્થૂલશરીર છે (૧૧) આ શરીર પાછું અધિદેવ, અધ્યાત્મ તથા અભિભૂત એમ ત્રણ પ્રકારે થાય છે બ્રહ્મ એક સ્વરૂપે છે ભ્રમને લઈ તેમા વિભાગનો ભાસ થાય છે પણ તે વિભાગ ખરો નથી (૧૨)

આનંદગિરિ ટીકા -

आकाशवायुतेजोम्बन्नानि भूतानि तावदविद्यासहायात्परस्मादात्मनः सकाशा दनुक्रमेण जातानि ॥ तानि चातिसूक्ष्माणि व्यवहाराक्षमाणि । तदीयस्थौल्यापेक्षायां कल्पितव्यवहर्तृप्राणिनिकायव्यवहारनिर्वाहक तदीयधर्माधर्मात्मक कर्मापेक्षया तान्येव पंचीकृतानि स्थूलानि भवन्ति॥ तानि हि प्रत्येकं द्वैविध्यमापद्यते ॥ तत्र च एकैकं भागं प्रविहायापरेषु भागेष्वेकैकशश्चातुर्विध्ये सिद्धं सति तत्तदात्मीयमर्द्धभागं परित्यज्येतरेषु भागेष्वेकैकस्य भागस्यानुप्रवेशे सति प्रत्येकं भूतानि पचतामापन्नानि पंचीकृतानीत्युच्यते ॥

तेषु च वैशेष्यात्तु तद्वाद् स्तद्वादः (ब्र सू० २, ४, २२) इति न्यायेन व्यवहारासंकर. सिध्यति ॥ न च पचीकरणम प्रमाणकमितिवक्तु युक्तम्। भूतत्रयसर्गश्रुतौ भूतपचकसर्गाङ्गीकारवत् त्रिवृत्करणश्रुतौ पचीकरणाङ्गीकारात् ॥

અર્થ:—આકાશ, વાયુ, તેજ, જળ તથા અન્ન આ રીતે પાચ ભૂતો છે. અનુક્રમે કરી અવિદ્યા અર્થાત્ માયાના જોડાવાથી પરાત્મામાથી આ મહાભૂતો ઉત્પન્ન થયા છે. તે ભૂતો એટલા બધા સૂક્ષ્મ છે કે તેઓ વ્યવહારને યોગ્ય નથી. આ ભૂતોને સ્થૂલ સ્વરૂપ કલ્પના કરવામા આવે છે. વ્યવહાર કરનારા પ્રાણીસમૂહોના વ્યવહારના પોષકરૂપે ધર્મ તથા અધર્મરૂપ કર્મો હોય છે આથી પાચ રીતે કરાયેલા ભૂતો સ્થૂલ સ્વરૂપે થાય છે. દરેક ભૂતને બે પ્રકારની પ્રાપ્તિ થાય છે તે બે ભાગમાથી દરેક ભૂતનો એક ભાગ છોડી દઈ બીજો જે ભાગ રહેલ છે, તે દરેકને ચાર સરખે ભાગે વિભકત કરવા આમ કર્યા પછી દરેક ભૂતનો પોતાનો જે અડધો ભાગ છે તેને છોડી દેવો બીજા જે રહેલ ભાગો છે તે દરેક ભાગને વિશે એકેક ભાગ જોડવો.

## પંચીકરણનો અર્થ.

આ રીતે કરવાથી દરેક ભૂતને પાચપણું પ્રાપ્ત થાય છે. આને પચીકરણ કરી કહેવામા આવે છે તેઓમા વિશેષરૂપે હોવાથી શ્રુતિમા બહુપદોનો ઉપદેશ છે, આ ન્યાયવડે વ્યવહારની અસકરતા અર્થાત્ ભેળસેળપણાથી રહિતપણુ છે, એમ સિદ્ધ થાય છે. પચીકરણ પ્રમાણથી રહિત છે,

એમ કહી જાણવું નહિ છાદોગ્ય આદિ શ્રુતિ, કે જેમાં ત્રણ ભૂતો, જેવા કે પૃથ્વી, અપ તથા તેજની ઉત્પત્તિ સબંધીનું વર્ણન કરેલ છે, ત્યાં દરેક ભૂત ત્રણ પ્રકારે થય છે એમ પાંચભૂતોના સર્જના અંગીકાર માફક પંચીકરણનો સ્વીકાર કરવામાં આવેલો છે

ननु भूतत्रयसृष्टिश्रुतौ ब्रह्मणः सच्छब्दितस्याद्वितीयत्वमिद्ध्यर्थं सृष्टिपरिपूर्तये च भूतद्वयमश्रुतमपिश्रुत्यन्तरमाश्रित्य गुणोपसंहारन्यायेनोपसंहर्तव्यम् । त्रिवृत्करणश्रुतौ तु पंचीकरणोपलक्षणेन कारणमस्तीति चेत् ॥ न छान्दोग्ये भूतपंचकसृष्टिविवक्षायां पुनस्त्रिवृत्करणव्यपदेशस्य परिसंख्यार्थत्वे प्रकरणविरोधप्रसंगात् । किंच नभो नभस्वतोरपिस्थूलौभागौ शब्दस्पर्शौश्रोत्रेणत्वचोपलभ्येते । "पंच चेन्द्रियगोचराः (गी. १३,५) इत्यत्र स्थूलानि भूतानीन्द्रियगोचरशब्देन व्याख्यातानि भगवता भाष्यकृता न च शब्दस्पर्शयोः स्थौल्यं भूतान्तरानुप्रवेशादृते सिद्ध्यति । तानि चैतानि पंचीकृतानि पंचसंख्याकानि भूतानि स्वकार्यं व्यापित्वा न्महान्ति च व्यपदिश्यते । तेषां च कार्यं मन्तःकरणप्राणसमष्टीना मिन्द्रियसमष्टीनां च गोलकादिभेदभिन्नमाधिदैविकं ब्रह्मांड माध्यात्मिक माधिभौतिकं च तत्तदुच्चावचपरिच्छिन्नशरीरभेदजातम् । तदिदं भूतभौतिकरूपं सकलमपि स्थूलं जगदध्यात्माधिदैवादिभेदभिन्नमेकीकृत्य विराडित्युच्यते । न पुनराध्यात्मिकाधिभौतिकाधिदैविक

विभागोऽस्ति सर्वस्य स्य भेदजातस्य भूतपंचककार्यस्य मृद्विकारस्येव तद्व्यतिरेकेणाभावादिति ॥

अथेदं वैराजमेवरूपं मत्यगात्मतया प्रतिपत्तव्यं, न त्वन्यदात्मतत्त्वं ज्ञातव्यमस्तीति चेन्नेत्याह—एतत्स्थूलशरीर मात्मन इति ननु इदमात्मनः शरीरमपवर्गे नोपयुज्यते। तस्याशरीररूपत्वात् भोगायतनत्वेन भोगोपयोगित्वं वक्तव्यम्।

## ત્રિવૃત્કરણ કે પચીકરણ ?

શિષ્ય-શ્રુતિમા જ્યા આગળ ત્રણ ભૂતોનું વર્ણન કરવામા આવેલ છે, ત્યા બ્રહ્મ સત્ સ્વરૂપે કહેલ છે જેમકે "सदेव सोम्येद मग्र आसीद् અર્થ—ઉત્પત્તિ પહેલા સર્વ સત્ સ્વરૂપે હતુ" બ્રહ્મ અદ્વિતીયરૂપે છે તે સિદ્ધ કરવા તથા સૃષ્ટિની પૂર્ણતા થવા માટે જો કે ત્યા આગળ વાયુ તથા આકાશ આ બે ભૂતોનુ વર્ણન કરેલ નથી, છતા બીજી શ્રુતિઓનો અગીકાર કરી ગુણોનો ઉપસંહાર કરવો જોઈએ, તે પણ કર્યો નથી, તેનું શુ કારણ ? વળી જ્યા આ ત્રિવૃત સબંધી વર્ણન કરેલ છે, ત્યા પચીકરણ સંબધી કાઈપણ કારણ દર્શાવેલ નથી, તેનુ શુ કારણ છે ?

ગુરૂ-આ બાબતમા તમારી ભુલ છે. છાદોગ્ય ઉપનિષદમા પાચ ભૂતોની ઉત્પત્તિ સબંધીજ વર્ણન છે. ત્રણ ભૂતોમાથી દરેક ભૂત ત્રણ ત્રણ પ્રકારે થાય છે, તે સબધીનો ઉપદેશ છે. આથી પરિસંખ્યાના અર્થમા પ્રકરણના વિરોધનો પ્રસંગ છે. વળી આકાશ તથા વાયુના જે સ્થૂલ ભાવરૂપે

શબ્દ તથા સ્પર્શ છે તેની ઉપલબ્ધિ શ્રોત્ર તથા ત્વચાવડે થાય છે કહ્યુ છે કે पंच चेन्द्रियगोचरा (ગી૦ ૧૩, ૫) આ સ્થળે સ્થૂલ ભુતોનુ ભગવાન્ ભાષ્યકારે જે વર્ણન કરેલ છે તેમા એમ કહેલ છે, કે જે ઇન્દ્રિયોના વિષયરૂપે છે તે સ્થૂલ ભૂતો છે વળી શબ્દ તથા સ્પર્શ વિશે સ્થૂલપણું નથી. કારણકે બીજા ભૂતોના પ્રવેશ વિના શબ્દ તથા સ્પર્શની સિદ્ધિ થઇ શકતી નથી. પાચની સંખ્યાવાળા ભૂતો કે જે પચીકૃત થયેલા છે, તે પોતાના કાર્યને વિશે વ્યાપેલ હોવાથી તેનો મહાન્ રૂપે ઉપદેશ કરેલ છે આ પંચ મહાભૂતોનુ કાર્ય એ હોય છે કે, અંત કરણનો તથા પ્રાણ સમૂહોનો તેમજ ઇન્દ્રિય સમૂહોનો ભેદ ગોલક આદિને વિશે જણાવવો આથી બ્રહ્માડનો આધિદૈવિકરૂપે, અધ્યાત્મરૂપે તથા આધિદૈવિકરૂપે ભાસ થાય છે. વળી તેને લઇ આ શરીર ઉચ્ચ છે તથા આ શરીર નીચું છે, આ રીતે પરિછિન્નરૂપે શરીરના ભેદો ઉત્પન્ન થાય છે. આ ભૂત તથા ભૌતિકરૂપ સઘળા સ્થૂલ જગતની અધ્યાત્મ, અધિદૈવ તથા અધિભૂતના ભેદથી ભિન્ન સ્વરૂપે કરી ભિન્નપણાની જે કલ્પના થાય છે તેનું એકીકરણ તે વિરાટ્ કહેવાય છે વળી ખરૂં જોતાં તો આધ્યાત્મિક, આધિભૌતિક તથા આધિદૈવિકરૂપ વિભાગ પણ નથી. વિભાગરૂપે જે કાઇ ભેદસમૂહ છે તે પાચ ભુતોના કાર્યરૂપે છે તથા તે કેવળ મૃત્તિકાદિના વિકારરૂપે છે. જો મૃત્તિકાનો અભાવ થાય તો તે વિકારનો પણ અભાવજ છે.

રામતીર્થ ચંદ્રિકા.-

પંચ મહાભૂતો પંચીકરણપણાને પામેલ છે, આ રીતનું મૂળમાં જે પદ આપેલ છે તે સંબંધી હું હવે વિવેચન કરૂં છું. સ્થૂલ ભૂતો પંચીકરણપણાને પામેલ છે, તે જાણવા દરેક ભુતના કારણરૂપે શું છે તથા સૂક્ષ્મભૂતોની ઉત્પત્તિ શું છે તે દર્શાવવામાં આવે છે શ્રુતિમાં કહ્યું છે કે तस्माद्वात्मन आकाशः सम्भूत (તૈ૦ ૨, ૧, ૧) તે આત્માઆથી આકાશની ઉત્પત્તિ થઇ છે આ પ્રમાણે સૃષ્ટિ, શ્રુતિવડે સિદ્ધ થાય છે. અહીં મૂળમાં જે અન્ન શબ્દ વાપર્યો છે તે પૃથ્વિ વાચકરૂપે છે. શ્રુતિમાં કહ્યું છે કે पृथिवी वा अन्नम् (તૈ૦ ૩, ૬, ૧) પૃથ્વી અન્નરૂપે છે

## આત્મા જગતના કારણરૂપે કેમ ?

શિષ્ય-આત્મા તો શુદ્ધસ્વરૂપે છે, તો પછી જગતના કારણ સ્વરૂપે છે, એમ આત્માને કેવી રીતે કહેવાઇ શકે ?

ગુરૂ-આનો અનુક્રમ શ્રુતિને વિશે પ્રસિદ્ધ છે પંચ ભૂતોના સ્વરૂપનુ વર્ણન કહેવામાં આવે છે આ પંચભુતો અતિ સૂક્ષ્મ છે અર્થાત ઈન્દ્રિયોના અવિષયરૂપે હોય છે. એટલે તે ભૂતો વ્યવહારને યોગ્ય હોતા નથી આ ભુતો જ્યારે પંચીકૃતરૂપે થાય છે ત્યારે તેઓ સ્થૂલ સ્વરૂપે થાય છે.

શિષ્ય- શું તે ભુતોનુ પંચીકરણ અકસ્માત્ એની મેળેજ થાય છે ?

ગુરૂ-ના, તેમ નથી

શિષ્ય:-ત્યારે શું પંચીકરણ કેવળ પ્રેરણાત્મક સ્વરૂપે છે?

ગુરુ-ના, તેમ નથી ધર્મ તથા અધર્મરૂપે તેનું સ્વરૂપ છે. વ્યવહારની જે સિદ્ધિ કરવી, તે પંચીકરણની ઉત્પત્તિ છે ભુતો વધારે સૂક્ષ્મ સ્વરૂપે હોય છે ત્યારે તેઓ વ્યવહારને યોગ્ય હોતા નથી વ્યવહારનો સંભવ પંચીકરણની કલ્પના વિના હોતો નથી વ્યવહાર આ શબ્દનું પ્રમાણ એ કે, જે વસ્તુની સિદ્ધિ વ્યવહાર કરનાર મનુષ્ય કરે, તે વ્યવહાર કહેવાય છે હવે વ્યવહાર કરનારનો જ અભાવ અદ્વૈત મત પ્રમાણે છે મૂળમાં જે "પ્રાણિ નિકાય શબ્દ આપેલ છે, તેવડે પ્રાણીઓનો સમૂહ લેવો. અનાદિ અવિદ્યારૂપ વાસના-વડે કલ્પાયલા વ્યાવહારિકરૂપ જીવો હોય છે આને વ્યવહાર કરનાર કહે છે

## વ્યવહારમાં શું એકતાનો અભાવ?

શિષ્ય પંચ ભૂતો તો સમાનરૂપે છે તો પછી વ્યવ-હારમાં ભેળસેળપણું કેમ થઈ જતું નથી?

ગુરુ-ભાગના અધિકપણાને લઈ પૃથ્વી તથા જળ આદિ વ્યવહાર છે બ્રહ્મસૂત્રમાં तद्वाद शब्द બેવાર આપેલ છે તે અધ્યાયની સમાપ્તિને લીધે છે વળી વ્યવહારના સેળભેળ થવાનો સંભવ રહેતો નથી.

શિષ્ય-પંચીકરણનું પ્રતિપાદન કરનારા શ્રુતિ આદિ પ્રમાણનો અભાવ છે તો પછી જાણે તે સિદ્ધ થયેલ વસ્તુ હોય, તેવી રીતે પંચીકરણનું કેમ વર્ણન કરવામાં આવે છે?

ગુરુ-તેમ નથી. પૂર્વના ગ્રંથોમાં વર્ણન છે. જ્યાં આગળ ત્રણ ભુતોની ઉત્પત્તિ સંબંધી શ્રુતિનું વચન છે ત્યાં

આગળ પાચ ભુતોની ઉત્પત્તિનું વર્ણન પણ સિદ્ધ છે, એમ જાણી લેવું દૃષ્ટાંત તરીકે *ત્રિવૃત્કરણ સંબધી શ્રુતિ છે.

---

*ત્રિવૃત્કરણ સબધી છાદોગ્ય શ્રુતિમા નીચે પ્રમાણે વર્ણન છે —

આ સબધી શ્વેતકેતુ તથા ઉદ્દાલકનો સવાદ થયો છે સર્વભેદથી રહિત સત્ય બ્રહ્મ કલ્પિત માયાના સબધને પામી, સૃષ્ટિ આદિકાળમા આ રીતનુ ચિતન કરવા લાગ્યા, "હુ પરમાત્મા અનેકરૂપે થાઉં, મારા જન્મથી ઘણાં રૂપો થાઓ તથા મારા જન્મ વિના બહુરૂપતા કદી થશે નહિ " આ રીતે પરમાત્મા આકાશાદિ ભૂતોને રચવા લાગ્યા. ભૂતોની ઉત્પત્તિ પૂર્વે કેવળ ચિતન જ કરતા હતા તેજ, જળ તથા પૃથ્વી આ ત્રણ ભૂતમા પરમાત્માનો સામાન્યરૂપે પ્રવેશ છે છતાં વિશેષરૂપે પૂર્વથી પ્રવેશ થયલો નથી. પરમાત્મા તેજાદિમા જીવાત્મારૂપે વિશેષ સ્વરૂપે પ્રવેશ કરે છે, હુ પરમાત્મા મારા જીવરૂપે પ્રવેશ કરી નામ તથા રૂપ આમ બે વિવિધ પ્રકાર કરૂ. તેજ, જળ તથા પૃથ્વી એ ત્રણ ભૂત દેવતામા પ્રવેશ કરી હુ પરમાત્મા એક એક ભૂતને નવ નવ પ્રકારના કરૂ. ત્રણભૂતોને નવ નવ પ્રકારના કરવાથી નામ તથા રૂપ બન્ને સ્પષ્ટ ભાવને પામે છે. તેમ થવાથી સર્વ જગતની ઉત્પત્તિ થાય છે તેજ, જળ તથા પૃથ્વી આમાથી એક એક ભૂતના ત્રણ ત્રણ વિભાગ સમાન કર્યા તેમાં ત્રણ ભૂતોના બબ્બે વિભાગને જૂદા રાખ્યા તથા ત્રણે ભૂતોના ત્રીજા વિભાગના ફરી ત્રણ ત્રણ સમાન ભાગ કર્યા. તે ત્રણ વિભાગમાં એક એક વિભાગને યથાક્રમે ત્રણ ભૂતના બબ્બે ભાગમાં મેળવ્યો. આ રીતે તેજાદિ ભૂતના પોતપોતાના સાત સાત વિભાગો થાય છે તથા બીજા ભૂતના બબ્બે વિભાગ થાય છે આ ક્રિયાને છાદોગ્યમા ત્રિવૃત્કરણ જાણવી. આ રીતનો અપવાદ કહેવા અગ્નિ, આદિત્ય, ચદ્રમા તથા વિદ્યુત આ ચાર દૃષ્ટાંતો કહ્યા. આ ચારમા જે રક્તરૂપ જણાય છે તે તેજના આઠમા ભાગનુ જાણવુ તથા જે કૃષ્ણરૂપ પ્રતીત થાય છે તે પૃથ્વીના નવમા ભાગનુ જાણવુ. આ રીતે અગ્નિ આદિ ચાર વસ્તુઓ, તેજ, જળ તથા પૃથ્વીરૂપે છે.

તેથી તે પંચીકરણના પણ તે વર્ણનરૂપે છે, એમ જાણી લેવુ

શિષ્ય -જો ત્રણ પ્રકારના ભૂતો સંબંધી ઉત્પત્તિનું વર્ણન હોય તો પાંચભૂતો સંબંધીનું વર્ણન છે, એમ જાણી લેવાય પણ ત્રિવૃત્કરણ શ્રુતિના પ્રતિપાદનથી પંચીકરણનું વર્ણન કહેવાઈ શકે નહિ કારણ કે તે રીતના પ્રમાણનો અભાવ છે વળી બ્રહ્મસૂત્રમાં "વૈશેષ્યાત્તુ" આમાં જે "તુ" શબ્દ છે તે વિષમપણાનું ઉપપાદન કરે છે છાંદોગ્યમાં કહ્યું છે કે-"सदेव सोम्येद मग्रआसीत પૂર્વે આ સર્વ સત સ્વરૂપે હતુ' આ શ્રુતિથી આરંભ "तत्सत्यं स आत्मा" (૬, ૨, ૧) આ પ્રમાણેનો ઉપસંહાર હોવાથી બ્રહ્મ સત્ શબ્દસ્વરૂપે છે. બ્રહ્મમાંથી આકાશ તથા વાયુની ઉત્પત્તિનું વર્ણન નહિ કરેલ હોવાથી તેનું અદ્વિતીયપણું સિદ્ધ થઈ શકતું નથી કાર્ય તથા કારણના અભેદપણાથી અદ્વિતીયપણાની પ્રાપ્તિ થાય છે

*અગ્નિનું ત્રિવૃત્કરણ પૃથ્વી આદિરૂપ દેહને પોષનાર પૃથ્વીઆદિ.

| | |
|---|---|
| પૃથ્વી | કૃષ્ણતા |
| જળ | શ્વેતતા |
| તેજ | રક્તતા |

| | | | | |
|---|---|---|---|---|
| પૃથ્વી | ઓદન રૂપે | સ્થૂળભાગ (નરકરૂપે) | મધ્યમ માંસ) | સૂક્ષ્મ (મન) |
| જળ | પાતળું જળ | મૂત્ર | લોહી | પ્રાણ |
| તેજ | ઘી તેલ | હાડકાં | મજ્જા | વાણી |

જેમ અગ્નિની રક્તતા તેજથી થાય છે, શ્વેતતા જળથી તથા કૃષ્ણતા પૃથ્વીથી મેળવાયેલી છે, તેજ પ્રમાણે ચંદ્ર, સૂર્ય તથા વિદ્યુતને વિશે પણ રક્તતા, શ્વેતતા તથા કૃષ્ણતા અનુક્રમે અગ્નિ, જળ તથા તેજરૂપે છે,

ગુરૂ -આ અદ્વિતીયતાની સિદ્ધિને લઈને તથા સૃષ્ટિની પરિપૂર્તિ માટે જે બે ભુતોનુ વર્ણન નથી તે પણ ગ્રહણ કરવુ. જગતના અદરના ભાગને વિશે વ્યાપીને રહેવાવાળા જે વાયુ તથા આકાશ છે, તે પણ બ્રહ્મના કાર્યરૂપે છે આ બેના ગ્રહણથી બ્રહ્મમાથી જગતની સૃષ્ટિની પરિપૂર્ણતા થાય છે. નહિ તો સકલ જગતના કારણત્વના પ્રતિપાદકપણાવાળી શ્રુતિને વિશે વિરોધ આવશે.

## ભૂત ત્રણ કે પાંચ ?

શિષ્યઃ-છાદોગ્ય ઉપનિષદમા ત્રણ ભૂતોની ઉત્પત્તિ કહેલ છે, તો પછી નહિ કહેવામા આવેલ પાચ ભૂતની કલ્પના અયોગ્ય છે કારણકે જે સબધી વર્ણન છે તેમા હાનિ થશે તથા જે બાબત નહિ કહેવામા આવેલ હોય, તેની કલ્પના કરવાનો પ્રસગ આવશે, તેનુ કેમ ?

ગુરુ -સઘળી શાખાના જ્ઞાનને વિશે એકજ કર્મ રહેલ છે, આ રીતની પ્રાપ્તિ હોવાથી એક શાખામાજ ચાતુર્હોત્ર કર્મની પ્રાપ્તિ હોતી નથી આથી જેવી રીતે બીજી શાખાનો આશ્રય લઈ તેનો ઉપસહાર કરાય છે, તેમ આ સ્થળે પણ અન્ય શાખાનો આશ્રય લઈ બીજા બે ભુતોની ઉત્પત્તિનો ઉપસહાર કરેલ છે વળી તે નહિ વર્ણન કરાયેલ વસ્તુની કલ્પનારૂપે પણ નથી કારણકે બીજી શાખામા તેનુ વર્ણન કરેલ છે. તેમ જે વર્ણન કરેલ છે તે બાબતમા હાનિ થાય છે તેમ પણ નથી કારણ કે જ્યાં પાચની ઉત્પત્તિ કહી છે ત્યા જે બાબતનુ વર્ણન કરેલ છે તે બાબત છોડી દેવામાં આવી નથી.

આ રીતે ત્રણ ભૂતની ઉત્પત્તિ કહ્યા પછી પાંચની ઉત્પત્તિના સબધમા પણ પ્રમાણ આપેલ છે

શિષ્ય –ત્રિવૃત્ સબધી જે શ્રુતિ છે તે પચીકરણને પણ લાગુ પડે છે આ બાબતમા કશુ પ્રમાણ નથી, તેનું કેમ ?

ગુરૂ –સાક્ષાતરૂપે કેવળ ત્રિવૃત્કરણ સંબંધી શ્રુતિમા કહ્યુ છે પંચીકરણ સંબધી કશી ત્યા વિગત જણાવેલ નથી. કારણ કે તે સંબધી ત્યા શ્રુતિ આપેલ નથી.

## સૂક્ષ્મભૂતો અવ્યવહાર્ય.

શિષ્ય -વાયુ તથા આકાશ સૂક્ષ્મ ભુતરૂપે છે આ કારણથી તેઓ વ્યવહારને યોગ્ય હોતા નથી આ બે ભૂતો સ્થૂલ નહિ હોવાથી બીજા ભુતોને વિશે તેના પ્રવેશનો સબધ હોતો નથી. વ્યવહારનો સ્વીકાર કરવાથી પચીકૃતની કલ્પના કરવામા આવે છે, આમ મારૂં માનવુ છે.

ગુરૂ –ના, તેમ નથી વ્યવહારનો સ્વીકાર કરવાના કારણને લઈને સૂક્ષ્મપરમાણુઓનુ વ્યવહાર્યપણુ છે પણ તેઓનો પ્રત્યક્ષ વ્યવહાર નથી, એમ જો લઈએ તો આ ઠેકાણે ઠીક પડે. કારણ કે વાયુ તથા આકાશને વિશે પ્રત્યક્ષતાનો અભાવ છે આથી પંચીકરણના સબધમા પ્રમાણ નથી ત્રણ ભૂતોની ઉત્પત્તિ છે, પણ પાચ ભુતો સબધી કાંઈ સ્વીકાર નથી. વિકલ્પવાળા વચનની એકવાક્યતાવડે સર્વ ઉત્પત્તિના પ્રતિપાદન કરવાવાળી શ્રુતિ બ્રહ્મનો સમન્વય કરતી નથી, છાદોગ્યમા વર્ણન કરેલ પાચ ભૂતની ઉત્પત્તિ સબધી શરૂઆત કરી, ત્રિવૃતકરણનુ જ પ્રતિપાદન કરે છે આથી પ્રકરણનો વિરોધ આવે છે. પણ

પંચીકરણના પ્રમાણનો અભાવ નથી કારણ કે વ્યવહારનો અંગીકાર કરી પ્રમાણ રહેલ છે. વળી પરમાણુનો વ્યવહાર હોય છે, તેથી તેનો પણ વ્યવહાર છે, એમ માનવુ યોગ્ય નથી. કારણ કે સ્થૂલ વાયુ આકાશને વ્યાપેલ છે, આ રીતે વ્યવહારનુ વિલક્ષણપણુ છે વળી ત્રિવૃત્કરણ પક્ષમા અગ્નિ તથા તેજની ગંધની માફક પ્રાપ્તિ થાય છે માટે પૃથ્વી તથા તેજ બેઉ સ્થૂલરૂપે છે વળી પૃથ્વી અંશના અલ્પપણાથી તથા બીજા ભૂતોનું અધિકપણુ છે, તેથી અતિ પ્રસંગતાનો દોષ આવતો નથી વાયુ તથા આકાશથી અપ્રત્યક્ષતા નથી કારણ કે તેમના ગુણો પ્રત્યક્ષરૂપે છે આથી ત્રિવૃત્કરણવડે પંચીકરણ સ્વીકારવા યોગ્ય છે

## શબ્દાદિથી આકાશાદિ કેમ?

શિષ્ય –શબ્દ તથા સ્પર્શવડે આકાશ તથા વાયુની ઉપલબ્ધિ કેવી રીતે ?

ગુરૂ –પાંચ ઇન્દ્રિયોના વિષયરૂપે પાંચ ભૂતો છે.

શિષ્ય -ભાષ્યકારે ઇન્દ્રિયોના વિષયરૂપવડે સ્થૂલ ભૂતોનુ વર્ણન કેમ કરેલું છે ?

ગુરૂ –કાર્ય તથા કારણનો અભેદ રહેલ છે, તેથી તેમ કહેલ છે. કાર્ય તથા કારણને વિશે પરમાર્થ રીતે ભેદ રહેલ નથી. કારણ કે સર્વ પ્રકારના ભેદ માત્રનુ નિરાકરણ કરવામાં આવેલ છે.

શિષ્ય·-महाभूतान्यहंकारो बुद्धिरव्यक्तमेवच। इन्द्रियाणि दशैकं च पंच चेन्द्रिय गोचराः (ગી૰ ૧૩, ૬) પૃથ્વી આદિ પાંચ ભૂતો, તેઓનુ કારણ અહંકાર, બુદ્ધિ, માયા, પાંચ

જ્ઞાનેન્દ્રિયો, પાચ કર્મેન્દ્રિયો, મન, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગધ આ ચોવીશ તત્વો (૬) આ સ્થળે મહાભુત શબ્દવડે સ્થૂલ ભૂતો કહેલ હોવા જોઇએ આથી "ઇન્દ્રિયના વિષયરૂપ" આમ કહેવાથી મહાભુત સબધી વર્ણનમા પુનરૂક્તિનો દોષ આવે છે, તેનુ કેમ ?

## મહાભૂતમાં સૂક્ષ્મભૂતનો સમાવેશ.

ગુરુ –તેમ નથી મહાભુત શબ્દવડે સૂક્ષ્મ ભુતો પણ જાણી લેવા

શિષ્ય –ત્યારે ભુતોને મહાભુત શબ્દ વાપરવ નુ શુ કારણ?

ગુરૂ –આમા દોષ નથી લિંગ દેહરૂપ પોતાના કાર્યને વિશે ભુતો વ્યાપેલ હોવાથી તે મહાન્ રૂપે કહેવાયેલ છે. શબ્દ તથા સ્પર્શને લઈ આકાશ તથા વાયુની સ્થલ ભાગતા યોગ્ય છે મૂળમા અત કરણ સમષ્ટિવડે અતઃકરણનો સમુદાય લેવો. પ્રાણ સમષ્ટિવડે પ્રાણ સમુદાય તથા ઇન્દ્રિય સમષ્ટિવડે ઇન્દ્રિય સમુદાય લેવો. ગોલક આદિ ભેદવડે સ્થાનભેદ કહેવાય છે વળી સ્થાનભેદવડે ભિન્નતા છે. બાકી સઘળુ સ્થૂલ જગત્ એક કહીએ તો તે વિરાટ્ કહેવાય છે. વિરાટની વ્યુત્પત્તિ નીચે પ્રમાણે છે. વિવિધ પ્રકારે જે શોભે તે વિરાટ. આધ્યાત્મિક શબ્દવડે ગોલક આદિ લેવાં. આધિભૌતિકવડે ઇન્દ્રિયોનો વિષય. મૂળમા ઉચ્ચ તથા અવચ શબ્દ છે. તેમા ઉચ્ચ શબ્દથી દેવ તથા મનુષ્ય આદિ લેવાં તથા "અવચ" શબ્દવડે પક્ષી આદિ લેવાં ભુત ભૌતિક શબ્દવડે કાર્ય તથા કારણ ગ્રહણ કરવુ.

## ભિન્ન અભિન્ન કેમ ?

શિષ્યઃ-જે વસ્તુઓ ભિન્ન ભિન્ન છે, તે સઘળી એક કેવી રીતે કહેવાય ?

ગુરુઃ—આ જે વિભાગ જોવાય છે, તે વાસ્તવિક રીતે નથી.

શિષ્ય –કેમ વાસ્તવિક નથી ?

ગુરુઃ—આધ્યાત્મિક આદિ જે સઘળું કાર્ય છે, તે પાંચ મહાભૂતથી જૂદું નથી. કારણ કે તે સર્વ કાર્ય પંચ મહાભૂતનાં છે જે જેના કાર્યરૂપે છે, તે તેથી અભિન્ન છે જેમકે, મૃત્તિકાનું કાર્ય ઘટ તથા કોડીઉં આદિ છે, તે મૃત્તિકાથી ભિન્ન હોતું નથી. તે જ પ્રમાણે આ સ્થળે પણ જાણી લેવું.

શિષ્ય.—પિતા પુત્રઆદિમા તથા મોગરીવડે ઘડાના નાશ આદિમાં કોઈપણ રીતની ભિન્નતા નથી કારણ ઉપાદાનરૂપ કારણ વિશેષવડે બેઉ થયેલ છે મોગરી તથા ઘડો એક કેવી રીતે?

ગુરૂઃ-આ સંબંધી આપણે કહેવું જોઈએ કે, મૃત્તિકા તથા ઘટનો અત્યંત ભેદ છે અથવા તો શું ભેદ અને અભેદ બેઉ છે?

શિષ્યઃ-અત્યંત ભેદ નથી. જો અત્યંત ભેદ હોય તો કુંડળને પણ મૃત્તિકાના વિકારનો પ્રસંગ પ્રાપ્ત થાય. હવે બીજો પક્ષ લઈએ. શું કારણના કાર્યને લઈ ભેદ તથા અભેદ છે અથવા શું કાર્યના કારણથી ભેદાભેદ છે ?

ગુરૂ—વસ્તુના બે રૂપપણાનો અસંભવ હોવાથી આ બેઉ પ્રકારે નથી.

શિષ્ય·–કાર્યનો કારણ આત્માવડે અભેદ છે, પણ કાર્યાત્માવડે ભેદ છે. આ રીતે ભેદવ્યવહાર શું અપેક્ષાવાળો છે ?

ગુરૂ –ના, જે વસ્તુ અપેક્ષાવાળી છે, તેનું સ્વરૂપ વાસ્તવિક નથી. જે વસ્તુ બીજી કોઈપણ વસ્તુનો આશ્રય નહિ કરવાવાળી હોય, તે વસ્તુ તત્ત્વરૂપે છે જે અન્યને અપેક્ષાવાળું છે, તે ખરા સ્વરૂપે નથી કારણ કે અન્યના અભાવને વિશે અભાવ રહેલ છે માટે જે ભેદનું જ્ઞાન થાય છે તે મિથ્યારૂપે છે. કાર્ય તથા કારણનો જે ભેદ છે, તે વાસ્તવિક ભેદ નથી જે ભેદ છે તે લૌકિક દૃષ્ટિવડે જણાય છે

શિષ્ય –આપણે એમ માનીએ છીએ કે, આત્માને શરીરના સબંધનો અભાવ છે આ શરીર મોક્ષના સબંધમા શું ઉપયોગી છે અથવા તો બીજી અવસ્થાને માટે શુ તે ઉપયોગવાળું છે ?

ગુરૂ –આ શરીર મોક્ષને માટે ઉપયોગી છે, એમ નથી. કારણ કે આત્મા તો સ્થૂલપણાથી રહિત છે. આથી આત્માને શરીરથી રહિતપણું છે હવે અન્ય અવસ્થાને લઈ શરીરનું અસ્તિત્વ છે, તે સબંધી જણાવીએ સુખ આદિનો જે સાક્ષાત્કાર, તે ભોગ છે નિષ્પાદનનુ જે સ્થાન, તે અજ્ઞાનરૂપે છે તથા સાધનતા ભોગોપયોગિપણારૂપે છે બેઉ પ્રકારનો વિવેક સ્વાત્મા તથા પરમાત્માના ભેદને લઈને જાણવો

## જાગૃતાવસ્થાનુ સ્વરૂપ.

इन्द्रियैरर्थोपलब्धि र्जागरितम् ।
एतदुभयाभिमान्यात्मा एतत्रयमकारः ॥

અર્થ –પાચ જ્ઞાનેન્દ્રિયો તથા પાચ કર્મેન્દ્રિયો ઇત્યાદિવડે વિષયોની જે પ્રાપ્તિ થાય છે, તે જાગૃતાવસ્થા છે. આત્મા-

ઇન્દ્રિયો તથા તેના અભિમાનવાળો છે. વળી ઇન્દ્રિયો, ઇન્દ્રિયોના વિષયો તથા તેનો અભિમાની આત્મા, આ ત્રણ પ્રકારરૂપે છે. સુરેશ્વરાચાર્ય વાર્તિક:-

## ઇન્દ્રિયો, વિષયો, તેના અધિદેવતાઓ.

इन्द्रियै रर्थविज्ञानं देवतानुमहान्वितैः ।
शब्दादिविषयं ज्ञानं तज्जागरित मुच्यते ॥ १३ ॥
श्रोत्रमध्यात्ममित्युक्तं श्रोतव्यं शब्दलक्षणम् ।
अधिभूतं तदित्युक्तं दिशस्तत्राधिदैवतम् ॥१४॥
त्वगध्यात्म मितिप्रोक्तं स्प्रष्टव्यं स्पर्शलक्षणम् ।
अधिभूतं तदित्युक्तं वायुस्तत्राधिदैवतम् ॥१५॥
चक्षुरध्यात्ममित्युक्तं द्रष्टव्यं रूपलक्षणम् ।
अधिभूतं तदित्युक्त मादित्योऽत्राधिदैवतम् ॥१६॥

અર્થ—ઇન્દ્રિયોની સહાયતાથી પોત પોતાના વિષયોનું જ્ઞાન થાય છે. આ ઇન્દ્રિયો દેવોના અનુગ્રહવાળી છે. શબ્દાદિના વિષયોનું જે જ્ઞાન થાય છે, તે જાગ્રતાવસ્થા એમ કહેવાય છે. (૧૩) શ્રોત્ર ઇન્દ્રિય અધ્યાત્મરૂપે કહેવાય છે. શ્રવણને કરવું તે શબ્દ લક્ષણરૂપે છે. આ શબ્દ લક્ષણ અધિભુતરૂપે છે તથા તેમાં રહેલી દિશાઓ અધિભુતરૂપે છે. (૧૪) વળી ત્વક્ કર્મેન્દ્રિય અધ્યાત્મરૂપે કહેવાય છે. સ્પર્શને કરવો તે સ્પર્શલક્ષણરૂપે છે. સ્પર્શને અધિભુતરૂપે કહે છે. તેમાં વાયુ અધિદૈવતરૂપે છે. (૧૫) ચક્ષુ નામની કર્મેન્દ્રિય અધ્યાત્મરૂપે છે. જોવું તે રૂપ લક્ષણરૂપે છે. રૂપ અધિભુતરૂપે છે તથા તેમાં વાયુ અધિદૈવતરૂપે છે. (૧૬)

## જિહ્વાદિના વિષયો.

जिह्वाध्यात्मं तया स्वाद्यमधिभूतं रसात्मकम् ।
वरुणो देवता तत्र जिह्वाया मधिदैवतम् ॥१७॥
घ्राणमध्यात्ममित्युक्तं घ्रातव्यं गन्धलक्षणम् ।
अधिभूतं तदित्युक्त मश्विनाविधिदैवतम् ॥१८॥
वागध्यात्ममिति प्रोक्तं वक्तव्यं शब्दलक्षणम् ।
अधिभूतं तदित्युक्तमग्नि स्तत्राधिदैवतम् ॥१९॥
हस्तावध्यात्ममित्युक्त मादातव्यं च यद्भवेत् ।
अधिभूतं तदित्युक्तमिन्द्र स्तत्राधिदैवतम् ॥२०॥

શબ્દાર્થ—જિહ્વા ઇન્દ્રિય અધ્યાત્મરૂપે છે આના-વડે સ્વાદને ગ્રહણ કરવામા આવે છે રસ અધિભૂતરૂપે કહે-વાય છે આ જિહ્વાના વરુણદેવતા અધિદૈવતરૂપે છે. (૧૭) ઘ્રાણ અધ્યાત્મદેવરૂપે છે. સુઘવુ તે તેનો વિષય છે. ગધ અધિભૂતરૂપે છે તથા તેમા અશ્વિન દેવો અધિદૈવતરૂપે રહેલા છે (૧૮) વાણી ઇન્દ્રિય અધ્યાત્મરૂપે છે. બોલવુ તે તેનો વિષય છે. તેમા શબ્દ અધિભુતરૂપે છે અગ્નિ એ અધિદેવતારૂપે છે (૧૯) બે હાથો અધ્યાત્મરૂપે છે. ગ્રહણ કરવુ તે તેનો વિષય છે. આ વિષય અધિભુતરૂપે છે તથા ઇન્દ્ર તેના અધિદેવતા છે. (૨૦)

## પાદાદિના વિષયો

पादावध्यात्ममित्युक्तं मन्तव्यं तत्र यद्भवेत् ।
अधिभूतं तदित्युक्तं विष्णु स्तत्राधिदैवतम् ॥२१॥

पायुरिन्द्रियमध्यात्मं विसर्गं स्तत्र यो भवेत् ।
अधिभूतं तदित्युक्तं मृत्यु स्तत्राधिदैवतम् ॥२२॥
उपस्थेन्द्रियमध्यात्मं स्त्राद्यानन्दस्य कारणम् ।
अधिभूतं तदित्युक्तमधिदैवं प्रजापतिः ॥ २३ ॥
मनोध्यात्ममिदं प्रोक्तं मन्तव्यं तत्र यद्भवेत् ।
अधिभूतं तदित्युक्तं चन्द्र स्तत्राधिदैवतम् ॥२४॥

અર્થઃ—બે પગરૂપી ઇન્દ્રિયો અધ્યાત્મરૂપે છે. જવુ તે તેનો વિષય છે. આ અધિદૈવતરૂપે કહેવાય છે તથા વિષ્ણુ તેના અધિદેવતા છે. (૨૧) વાયુ ઇન્દ્રિય અધ્યાત્મરૂપે છે. વિસર્ગ તેનો વિષય છે આ વિસર્ગ વિષય અધિભુતરૂપે છે તથા મૃત્યુ તેના અધિદેવતા છે (૨૨) ઉપસ્થ ઇન્દ્રિય અધ્યાત્મરૂપે છે. સ્રાવ થવો તે તેનો વિષય છે, જે આનદના કારણરૂપે છે આ વિષય તેના અધિભુતરૂપે છે તથા પ્રજાપતિ તેના અધિદેવતા છે. (૨૩) મન અધ્યાત્મરૂપે કહેવાય છે. વિચાર કરવો તે તેનો વિષય છે અધિભુતરૂપે આ વિષય કહેવાય છે તથા ચદ્રમા તેના અધિદેવતા છે. (૨૪)

## બુદ્ધિઆદિના વિષયો.

बुद्धि रध्यात्ममित्युक्तं बौद्धव्यं तत्र यद्भवेत् ।
अधिभूतं तदित्युक्त मधिदैवं बृहस्पतिः ॥२५॥
अहंकार स्तथाध्यात्म महंकर्तव्य मेव यत् ।
अधिभूतं तदित्युक्तं रुद्र स्तत्राधिदैवतम् ॥२६॥

चित्त मध्यात्म मित्युक्तं चेतव्यं तत्र यत्नपेत् ।
अधिभूतं तदित्युक्तं रुद्र स्तत्राधिदैवतम् ॥२७॥
तमोध्यात्ममिदं प्रोक्तं विकार स्तत्र यो भवेत् ।
अधिभूतं तदित्युक्त मीश्वरोऽत्राधिदैवतम् ॥२८॥

અર્થઃ—બુદ્ધિ ઇન્દ્રિય અધ્યાત્મરૂપે કહેવાય છે. આ બુદ્ધિ ઇન્દ્રિયનો વિષય જાણવુ છે આ વિષય અધિભૂતરૂપે કહેવાય છે આના અધિદૈવરૂપે બૃહસ્પતિ છે. (૨૫) અહંકાર અધ્યાત્મરૂપે કહેવાય છે. હુ આ કરીશ, આ તેનો વિષય છે. આ વિષય અધિભુતરૂપે છે તથા તેના અધિદેવતા રૂદ્ર છે. (૨૬) ચિત્ત અધ્યાત્મરૂપે છે. ચેતના અથવા પ્રેરણા કરવી તે તેનો વિષય છે. આ વિષય અધ્યાત્મરૂપે છે તથા તેના અધિદેવતા રૂદ્ર છે. (૨૭) તમ અધ્યાત્મરૂપે છે આ તમને વિશે જે વિકાર થાય છે તે અધિભુતરૂપે છે. આને વિશે અધિદેવતા ઇશ્વર છે (૨૮)

## વિશ્વનું સ્વરૂપ.

बाह्यान्तः करणै रेवं देवतानुग्रहान्विते ।
स्वं स्वं च विषयज्ञानं तज्जागरितमुच्यते ॥२९॥
येयं जागरितावस्था शरीरं करणाश्रयम् ।
यस्तयोरभिमानी स्याद्विश्व इत्यभिधीयते ॥३०॥
विश्वं वैराजरूपेण पश्येद् भेदनिवृत्तये ॥३१॥

અર્થઃ—દેવોના અનુગ્રહવાળા બાહ્ય અંત કરણોવડે પોત પોતાનું જે વિષયજ્ઞાન થાય છે, તેને જાગ્રતાવસ્થા

કહે છે (૨૯) જે આ જાગ્રતાવસ્થા છે તથા ઇન્દ્રિયોના આશ્રયરૂપ જે આ શરીર છે, આ બેઉના અભિમાનીરૂપે જે છે તેને વિશ્વ એવુ નામ આપવામા આવેલ છે (૩૦) આ સર્વ પ્રકારના ભેદનો નાશ થવા માટે મનુષ્યે વિશ્વને વૈરાજ સ્વરૂપે જાવુ (૩૧)

આનંદગિરિ વિવરણ.

## ભોગ કોને આધીન ?

कुत्र च तदभिमानाधीनो भोगः स्यादिति तत्र जागरिते तदभिमानप्रयुक्तो भोगो भवतीति वक्तुं जागरितं लक्षयति-इन्द्रियैरिति । सुषुप्तिव्यावृत्त्यर्थं शब्दादिविषयवाचकमर्थ पदं स्वप्नं निरसितुमिन्द्रियविशेषणम् । तत्र हि विद्यमानमपि मनो विविधविषयाकारेण परिणतं साक्षिणो दृश्यतयावतिष्ठमानं नोपलब्धौ करणं भवतीति भावः ॥ ननु वैराजे शरीरे जागरिते च प्रत्यगात्मा कथमहं ममेत्यभिमानभागी भवितु मुत्सहते ॥ न हि तस्यासंगोदासीनस्य क्वचिदहंकारो ममकारो वा युज्यते । तत्र वस्तुतोऽभिमानाभावेऽपि कल्पनया तदुभयोरित्यभिप्रेत्य स्थूले शरीरे जागरिते चाहं ममाभिमानवतः संज्ञां दर्शय न्नध्यात्माधिभूताधिदैवविभागाभावं सूचयति-तदुभोनि । ननु वैराजं शरीरं जागरितं उभयत्राभिमानी यदि कथमेत न्नमदैतवादिभिरास्थीयते, तत्राह एतत्त्रयमिति ॥

અર્થ:—વિશ્વ -શરીરના અભિમાનને આધીન એવો ભોગ કઈ અવસ્થાને વિશે હોય છે ?

ગુરૂઃ—જાગૃતાવસ્થામાં શરીરના અભિમાનવડે પ્રયોગ કરાયેલ ભોગ હોય છે. આ રીતનો પ્રકાર હોવાથીજ જાગૃતાવસ્થાનું નિરૂપણ કરવામા આવે છે. જેમકે ઇન્દ્રિયૈરિતિ-સુષુપ્તિ અવસ્થાનો નાશ થવા માટે શબ્દાદિ વિષયના સૂચકરૂપ અર્થ પદ આપેલ છે તથા સ્વપ્નનો નાશ કરવા માટે ઇન્દ્રિય વિશેષણ છે. સ્વપ્નાવસ્થામા જો કે મન વિદ્યમાન છે, છતા તે વિવિધ વિષયાકારવડે પરિણામને પામેલ હોય છે. વળી સાક્ષી એવા આત્માના દશ્યપણાવડે સ્થિતિને પામેલ હોય છે. પણ તેમા પ્રાપ્તિને વિશે કશું સાધન હોતું નથી.

## આસક્તિનું કારણ.

શિષ્ય—જ્યારે વિરાટ્ સ્વરૂપ શરીર જાગૃતાવસ્થામાં હોય છે ત્યારે વ્યષ્ટિ એવો આત્મા શા કારણને લઇ, આ તો હુ છુ તથા આ મારૂ છે, આ રીતના અભિમાનને ભોગવનાર થાય છે? આત્મા તો કોઇ પણ પ્રકારની આસક્તિથી રહિત છે, તો પછી તે આત્માને, આ તો હું છુ તથા આ તો મારૂં છે, આવી રીતનો પ્રસંગ હોવો જોઇએ નહિ.

ગુરૂઃ—પારમાર્થિક જ્ઞાનરૂપે જોતા આત્માને વિશે અભિમાનનો અભાવ છે, છતાં કલ્પનાવડે આ રીતના અભિમાનની પ્રાપ્તિ હોય છે. આવા કારણને લઇ સ્થૂલ શરીર જ્યારે જાગૃતાવસ્થામા હોય છે ત્યારે આ તો હું છું તથા આ તો મારૂં છે, આ રીતના અભિમાનવાળો હોય છે. આ રીતે શરીરના વ્યવહારને દર્શાવવા આધ્યાત્મ, અધિભૂત તથા અધિદૈવરૂપ ઇન્દ્રિયોના વિભાગ સૂચવવામાં આવેલ છે.

શિષ્ય.—વિરાટ્ સ્વરૂપ શરીર તથા જાગૃતાવસ્થા આ બેઉનો અભિમાની, આત્મા છે, તો પછી અદ્વૈતવાદીઓએ આ ત્રણ અર્થાત્ શરીર, તેની અવસ્થા તથા અભિમાની આત્મા, આ ત્રણનું કેમ નિરૂપણ કરેલ છે ?

ગુરૂ.—આ જણાવવા માટે મૂળમાં एतत्त्रयम् આ રીતનું નિરૂપણ કરેલ છે.

રામતીર્થ ચંદ્રિકા:-

## વિષયની પ્રાપ્તિ ક્યારે ?

શિષ્ય -કઈ અવસ્થાને વિશે ઇન્દ્રિયોવડે વિષયની પ્રાપ્તિ થાય છે ? આ સ્થળે મૂળમા જે પ્રકાર આપેલ છે, તે સમૂહનુ સૂચન થવા માટે છે.

ગુરૂ -વિષયોની પ્રાપ્તિ તેજ જાગૃતાવસ્થા છે, એમ જો આપણે કહીએ તો સુષુપ્તિ અવસ્થાની અતિવ્યાપ્તિ થાય છે. કારણ કે સુષુપ્તિ અવસ્થામા પણ સ્વરૂપની પ્રાપ્તિ હોય છે. નહિ તો "सुखमह मस्वाप्सम अर्थ -મને સારી રીતે ઉંઘ આવી" આ રીતે ઉઠેલાને જે ભાન થાય છે, તે થવું જોઈએ નહિ.

ગુરૂ -આ અતિવ્યાપ્તિનો દોષ ટાળવા માટે જ વિષયને ગ્રહણ કરેલ છે.

શિષ્ય.-સુષુપ્તિમાં પણ વિષય હોય છે તેનું કેમ ?

ગુરૂ.-શબ્દાદિ વિષયનુ તેટલા માટેજ મૂળમાં સૂચન કરવામાં આવેલ છે.

શિષ્ય:-જો શબ્દાદિ વિષયનું સૂચન કરેલ છે તો સ્વપ્નમાં પણ શબ્દાદિની અતિવ્યાપ્તિ થાય છે તેનું કેમ ?

ગુરૂ-સ્વપ્નમાં પણ શબ્દાદિ વિષયો હોય છે સ્વપ્ના-વસ્થામાં જો કે મનની સ્થિતિ હોય છે, છતા તે દૃશ્યના આકારને પરિણામ પામેલ મન હોય છે પણ ગ્રાહકની વૃત્તિના આકારને વિશે મનનો પરિણામ પામેલ હોતો નથી ગ્રાહ્ય તથા ગ્રાહક આ બેઉ પરિણામ એક વખતે હોઈ શકેજ નહિ.

શિષ્ય-ઉપાદાન કારણરૂપે અવિદ્યા હોય છે આ અવિદ્યાની આવૃત્તિથી ભિન્ન કેવળ સાક્ષીમાત્રનુ જ વિષયને જાણવાપણુ રહેલ હોય છે. પણ ઈન્દ્રિયવડે જાણવા યોગ્ય સ્વપ્નના પદાર્થ હોતા નથી માટે જાગૃત તથા સ્વપ્નના પદાર્થમા જે વિરોધ આવે છે તેનુ કેમ ?

ગુરૂ-આ સ્વપ્નની અતિવ્યાપ્તિનો દોષ ટાળવા માટેજ "ઇન્દ્રિય" આ શબ્દનુ વિશેષણ આપેલ છે

## સ્વપ્ન જાગૃતમાં ફેર

શિષ્ય-નિન્દ્રાના દોષથી દૂષિત અત કરણ છે પણ ચૈતન્ય આ રીતના દોષથી ભિન્ન છે, છતા વિષયોને અનુસરવા-વાળી ઇન્દ્રિયો, તે ચૈતન્યને વિશે અવિદ્યાશક્તિના વિકારરૂપ સ્વપ્નનો આશ્રય લેવાને ઇચ્છે છે વળી અત કરણનુ પરિણામ ગ્રાહકવૃત્તિના આકારરૂપે હોય છે આથી ઇન્દ્રિયોવડે વિષયની પ્રાપ્તિ જે અવસ્થામા થાય છે તે જાગૃતાવસ્થામા છે આમ કહેવાથી સ્વપ્નની તેમા અતિવ્યાપ્તિ થાય છે તેનુ કેમ ?

ગુરૂ-સ્વપ્નની અતિ વ્યાપ્તિ થતી નથી. કારણકે ઇન્દ્રિયોવડે જે દ્રષ્ટવ્ય પદાર્થ હોય છે તે આતરરૂપે નથી, પણ બાહ્યરૂપે રહેલા હોય છે. માટે જાગ્રતાવસ્થામાં જેમ

સુષુપ્તિ અવસ્થામા સ્વસ્વરૂપની પ્રાપ્તિ તથા સ્વપ્નમાં જેમ ઇન્દ્રિયો અંદરના પરિણામને પામેલ હોય છે તે રીતની પ્રાપ્તિ હોતી નથી. સુષુપ્તિમા સુખાદિનો વિષય ઇન્દ્રિયવડે જાણવામાં આવતો નથી, તેમ સ્વપ્નમા જે મનોમય વિષય હોય છે તે રીતની વ્યવસ્થા જાગ્રતમા હોતી નથી, માટે જાગ્રતમા સ્વપ્નની અતિ વ્યાપ્તિ થતી નથી.

## સ્વપ્નમાં ઇન્દ્રિયોનુ અપ્રાબલ્ય.

શિષ્યઃ–કેવી રીતે એમ કહેવાય કે, સ્વપ્નમાં મનની ઇન્દ્રિયો સર્વ કરી શકતી નથી ?

ગુરૂ'–સ્થૂલ દેહના અવયવોની ગણના વખતે પાચ કર્મેન્દ્રિયો તથા પાચ જ્ઞાનેન્દ્રિયો ગણાવેલ છે. આ ઇન્દ્રિયનું પરિણામ વાક્ આદિને વિશે થાય છે. વળી સ્વપ્નમાં અંત - કરણની વૃત્તિનો સ્વીકાર છે. અંત કરણની ઇન્દ્રિયોવડે બાહ્ય વિષયનો સ્વપ્નમા સ્વીકાર હોતો નથી. માટે જાગ્રતમા સ્વપ્નની અતિવ્યાપ્તિ થતી નથી. પારમાર્થિકરૂપે વિચાર કરવો જોઇએ. હવે અંત કરણની વૃત્તિ બે પ્રકારની છે, જેવીકે, વૃત્તિ તથા તેનુ ફળ વિશિષ્ટ શબ્દાદિના પ્રમાણ બળથી તે તે વિષયાકાર પરિણામને પામવુ, તે અંત કરણની વૃત્તિરૂપે છે ચક્ષુ આદિ ઇન્દ્રિયોદ્વારા બાહ્ય વિષયાકારને પરિણામ પામવુ, તે અંત'કરણનુ ફળ છે. આ બેઉ પ્રમાણરૂપે છે. જે પ્રમાથી રહિત હોય તેની અંત'કરણની વૃત્તિરૂપતા માયાવાદીઓ માનતા નથી. તેઓનું માનવુ એમ છે કે, પ્રમાના અવિદ્યારૂપ વિવર્તને લઇને અંત કરણની વૃત્તિ છે. આ કારણથી

ઈષ્ટ સિદ્ધિકારવાળાઓએ નીચે પ્રમાણે કહેલ છે. અર્થ:-- सदसद्भ्यां अनिर्वाच्या विद्या वेद्यैः सहभ्रम. અર્થ:-અવિદ્યા સત્ તેમજ અસત્ બેઉથી અનિર્વાચ્ય સ્વરૂપે છે હવે ભ્રમ જે જાણવાના વિષયરૂપે છે તે સહિત હોય છે. સ્વપ્ન જાગ્રતથી ભિન્નરૂપે છે. આથી જાગ્રતમા અંતઃકરણનુ પરિણામપણું હોતુ નથી આથી કહેલ છે કે વિષયોપલબ્ધિમા કરણનો સ્વપ્ન વિશે અભાવ હોય છે. આત્મા ઉભય પ્રકારના અભિમાનવાળો થાય છે, જેથી તે વિશ્વરૂપે છે, એમ કહેવાય છે. બાકી ખરૂ જોતાં તો આત્મા પોતે કોઈપણ પ્રકારના અભિમાનથી રહિત છે.

શિષ્ય--સ્થૂલ એવા દેહને વિશે આ તો હું છું તથા આ તો મારૂં છે, આ રીતની ભિન્નતા જાગ્રતાવસ્થામાં જોવામા આવે છે વળી કહ્યુ છે કે, असङ्गो ह्ययं पुरुष (બૃ૦ ૪, ૩, ૧૫) આ પુરૂષ કોઈ પણ પ્રકારના આસંગથી રહિત છે." આ રીતની શ્રુતિનો આશ્રય કરવાથી આત્માને વિશે કોઇ પણ પ્રકારના અભિમાનનો અભાવ દર્શાવ્યો છે. માટે આ સબંધી કેવી રીતે માનવુ ?

ગુરૂ--ખરૂં જોતા અભિમાન અસત્ સ્વરૂપે છે આ રીતે હોવાથી અભિમાન કાલ્પનિકરૂપે છે આત્માને વિશે આત્મામા અધ્યાત્મ, અધિભૂત તથા અધિદૈવના વિભાવનો પણ અભાવ છે. વળી દ્વૈતાપત્તિની જે શંકા થાય તેનો પરિહાર વાસ્તવિક રીતે આત્મામા અભેદ ભાવ છે, એમ દર્શાવી કરવામાં આવેલ છે.

ટીકા'-પાંચ મહાભુતોવડે આ શરીર બનેલ છે તથા આ શરીરનું પોષણ પણ પંચ મહાભુતવડે થાય છે જેમ કે પૃથ્વીરૂપ અન્ન ખાવાથી તે પાચરૂપે થાય છે, તેજ પ્રમાણે અન્ય વસ્તુ જાણી લેવી, જે નીચેના કોષ્ટકથી જણાશે -

## હરેક ભૂત પાંચરૂપે

| | | | | | |
|---|---|---|---|---|---|
| પૃથ્વી | હાડકાં | માંસ | ત્વચા | નાડી | રોમ |
| જળ | શુક્ર | લોહી | લાળ | મૂત્ર | પરસેવો |
| તેજ | ક્ષુધા | તરસ | આળસ | નિન્દ્રા | કાન્તિ |
| વાયુ | હાલવુ | વળવુ | દોડવુ | ફેલાવુ | સંકોચ કરવો |
| આકાશ | કામ | ક્રોધ | શોક | મોહ | ભય |

હવે પૃથ્વીરૂપી અન્ન જે ખવાય છે તેનો સ્થૂલ ભાગ નરકરૂપે બહાર નીકળે છે, મધ્યમ ભાગના હાડકાંઆદિ પાંચ પરિણામો થાય છે તથા સ્થૂલ ભાગનુ મન બને છે. આ રીતે જળ જે પીવામાં આવે છે તેનો સ્થૂલ ભાગ મૂત્રરૂપે બહાર નીકળે છે, મધ્યમ ભાગના શુક્ર, લોહીઆદિ પાચ પરિણામો થાય છે તથા સૂક્ષ્મ ભાગના પ્રાણ બને છે. વળી તેજરૂપે ઘી તેલઆદિ પદાર્થો ખાવામાં આવે છે, તેમાંથી સ્થૂલ ભાગ નરકને બહાર કાઢવામા મદત કરે છે, મધ્યમ ભાગ ક્ષુધા તથા તરસઆદિને પરિણામ પામે છે તથા સૂક્ષ્મ ભાગ વાણીરૂપે પરિણામે પામે છે. વાયુવડે આપણે શ્વાસોચ્છ્વાસ,

લઈએ છેએ. જે વાયુને આપણે ગ્રહણ કરીએ છીએ તેના સ્થૂલ ભાગને આપણે નિઃશ્વાસરૂપે બહાર કાઢીએ છેએ, મધ્યમ ભાગ હાલવા ચાલવાઆદિ પરિણામનેપામે છે તથા સૂક્ષ્મ વાયુ, શરીરમા પ્રાણાપાનાદિ પાંચ પ્રકારના પરિણામને પામે છે. વળી આકાશને લીધે ભય ક્રોધાદિની ઉત્પત્તિ થાય છે જો કે આ ભય ક્રોધાદિનો ઉદ્ભવ મનમાંથી થાય છે. આથી બૃહદારણ્યકમાં કહ્યું છે કે, આત્માએ પોતાને માટે પણ અન્નો ઉત્પન્ન કર્યા એટલે મન, વાણી તથા પ્રાણ આ પણ આત્માએ પોતાને અર્થે કર્યાં. મારૂં મન બીજે ઠકાણે હતુ તેથી મેં જોયું નહિં, મારૂં મનઅન્યત્ર હતું તેથી મે સાભળ્યું નહિ આથી ખુલ્લુ થાય છે કે, મનુષ્ય મનવડે જુવે છે, તથા મનવડે શ્રવણ કરે છે કામ, સંકલ્પ, શ્રધ્ધા, અશ્રધ્ધા, ભય તથા બુદ્ધિ વગેરે મન રૂપે છે. આજ પ્રમાણે ગર્ભોપનિષદમાં પણ કહ્યું છે કે, આ શરીર પંચાત્મક, પાચને વિશે રહેલું, છના આશ્રયરૂપ, તથા છ ગુણ યોગવાળું છે તે સાત ધાતુવાળું, મળવાળુ, બે યોનિવાળું, તથા ચાર પ્રકારના આહારવાળું છે.

## શરીરમાં પૃથ્વી આદિ કયાં ?

શિષ્ય—આ પંચ મહાભૂતાત્મક શરીરમાં પૃથ્વીનો ભાગ કયો છે, જળનો ભાગ કયો છે, તેજનો ભાગ કયો છે, વાયુનો ભાગ કયો છે તથા આકાશનો ભાગ કયો છે ?

ગુરૂ—આ પંચભુતાત્મક શરીરમાં જે કઠણ ભાગ છે તે પૃથ્વી છે તેમાં જે દ્રવ ભાગ છે તે જળ છે, જે ઉષ્ણ-ભાગ છે તે તેજ છે, ગતિવાળો ભાગ છે તે વાયુ છે તથા

જે પોલાણવાળો ભાગ છે તે આકાશ છે. તેમાં પૃથ્વીનો ગુણ ધારણ કરવાનો છે, જળનો ગુણ સર્વને એકઠું રાખવાનો છે, તેજનો ગુણ પ્રકાશ કરવાનો છે, વાયુનો ગુણ વહન કરવાનો છે તથા આકાશનો ગુણ કોઈ અન્ય વસ્તુને અવકાશ આપવાનો છે શ્રવણેન્દ્રિયનો વિષય શબ્દની પ્રાપ્તિ કરવાનો છે, જિહ્વાનો વિષય સ્વાદ લેવાનો છે, નાસિકાનો વિષય સુંઘવાનો છે, ઉપસ્થ ઇન્દ્રિયનો વિષય આનંદ લેવાનો છે, ગુહ્ય ઇન્દ્રિયનો વિષય મળ ત્યાગ કરવાનો છે, બુધ્ધિનો વિષય જ્ઞાન છે, મનનો વિષય સંકલ્પ કરવાનો છે તથા વાણીનો વિષય બોલવાનો છે

## શરીર રસના આશ્રયરૂપ.

શિષ્ય-શરીર રસના આશ્રયરૂપે કહેવાય છે, તેનું શું કારણ?

ગુરૂ-મીઠું, ખાટું, ખારૂં, કડવુ, તીખું તથા કટાણું આ છ રસોને તે મેળવે છે (આ છ ગુણ જળના છે) વળી ષડ્જ, ઋષભ, ગાન્ધાર, મધ્યમ, પચમ, ધૈવત, નિષાદ, ઇષ્ટ, અનિષ્ટ, તથા પ્રણિધાન આ દશ પ્રકારના શબ્દના ગુણ છે. શુકલ, રકત, કૃષ્ણ, ધૂમ્ર, પીત, કપિલ, તથા પાંડર આ સાત રસના ગુણ છે

## સાત ધાતુવાળું શરીર.

શિષ્ય-શરીર સાત ધાતુવાળું કહેવાય છે, તેનું શું કારણ?

ગુરૂ-રસ છ પ્રકારનો છે રસમાથી રૂધિરની ઉત્પત્તિ થાય છે, રૂધિરમાથી માસ, માસમાથી મેદ, મેદમાંથી

સ્નાયુઓ, સ્નાયુમાંથી હાડકાંઓ, હાડકામાંથી મજ્જા તથા મજ્જામાંથી શુક્રની ઉત્પત્તિ થાય છે. પુરૂષનું વીર્ય તથા સ્ત્રીનું રૂધિર, આ બેનો સંયોગ થાય છે ત્યારે ગર્ભ થાય છે. જઠરાગ્નિમાંથી અગ્નિ, પિત્તના સ્થાનમાંથી પિત્ત, વાયુમાંથી વાયુ તથા હૃદયમાંથી પ્રજાપતિ થાય છે. ઋતુ કાળે સંગમ થવાથી એક રાત્રીમાં ગર્ભ કલલરૂપે બને છે, સાત રાત્રીમાં તે બુદ્ બુદરૂપે થાય છે, અર્ધ માસમા તે પિંડરૂપે બને છે. આ ગર્ભ એક માસમા કઠણ થાય છે, બીજા માસમા શરીરની ઉત્પત્તિ થાય છે, ત્રીજે માસે પાદપ્રદેશ થાય છે, ચોથા માસમા ગર્ભને ગુલ્ફ, જઠર તથા કટિપ્રદેશ થાય છે, પાચમા માસમા બરડો થાય છે, છઠ્ઠા માસમાં મુખ, નાસિકા, ચક્ષુ, તથા શ્રોત્ર થાય છે, સાતમા માસમા ગર્ભ જીવવડે યુક્ત થાય છે. આઠમે માસે ગર્ભ સર્વ લક્ષણોથી સંપૂર્ણ થાય છે. પિતાનુ વીર્ય પ્રમાણમા વધારે હોય છે તો પુત્રની ઉત્પત્તિ થાય છે. માતાનું રેત વધારે હોય છે તો પુત્રીની ઉત્પત્તિ થાય છે. જો બેઉનુ પ્રમાણ એક સરખું હોય છે તો નપુંસક થાય છે. જો સંગમ વખતે મન વ્યાકુળ હોય છે તો આંધળું, ખોડું, કાણું અથવા ઠીંગણું છોકરૂં થાય છે. સ્ત્રી પુરૂષના અપાન વાયુના દોષને લીધે શુક્રના જો બે વિભાગ પડે છે તો જોડકાની ઉત્પત્તિ થાય છે. આ પ્રમાણે ગર્ભ પંચાત્મકને યોગ્ય થાય છે. મનવડે પંચ ભૂતાત્માને પામેલી બુદ્ધિ ગંધ રસાદિના જ્ઞાને કરી અક્ષરથી પણ અક્ષર એવા ઓંકારનુ ચિંતન કરે છે. આ રીતના ઓંકારનું જ્ઞાન થયા પછી તે ગર્ભના દેહને

આઠ પ્રકૃતિ તથા સોળ વિકારો થાય છે ત્યાર પછી માતા જે કાંઈ અન્ન તથા પાન કરે છે તે નાડીના સૂત્રદ્વારા ગર્ભના પ્રાણનુ રક્ષણ કરે છે આ ગર્ભ નવ મહિનામા સર્વ લક્ષણ તથા જ્ઞાનેન્દ્રિયોથી સંપૂર્ણ બને છે તેને પોતાની પૂર્વ જાતિનુ સ્મરણ થાય છે તે પોતાના શુભાશુભ કર્મોને જાણે છે પૂર્વે મે હજારો યોનિઓમા પ્રવેશ કર્યો તથા મેં અનેક પ્રકારના ભોગો ભોગવ્યા તેમજ મેં અનેક પ્રકારના સ્તનપાન કર્યાં હું વારવાર જન્મને પામ્યો; વારંવાર મૃત્યુને પામ્યો મારા કુટુંબને અર્થે મે જે કાંઈ શુભાશુભ કર્મ કર્યાં, તેવડે હુ એકલોજ દુખ ભોગવું છું જેઓ મારા કર્મવડે સુખ ભોગવતા હતા, તેઓ મને એકલો મૂકી ચાલ્યા ગયા હું દુખરૂપ મહાસાગરમાં ડૂબેલો છુ આમાથી તરી જવાનો ઉપાય હુ જોતો નથી જ્યારે હું આ યોનિમાથી બહાર નીકળીશ ત્યારે હુ અશુભ કર્મના ક્ષયને કરનારા તેમજ ફળ અને મુકિત આપવાવાળા નારાયણ ભગવાનને શરણે જઈશ જ્યારે હુ યોનિમાંથી બહાર જઈશ ત્યારે અશુભ કર્મના ક્ષયને કરનારા તથા ફળ અને મુક્તિને આપવાવાળા તત્વજ્ઞાનને મેળવવા પ્રયાસ કરીશ જ્યારે હું યોનિની બહાર નીકળીશ ત્યારે હું સનાતન બ્રહ્મનુ ધ્યાન કરીશ ભીચડાઈને અત્યત દુખથી દુખિત થયેલો જ્યારે તે યોનિદ્વાર આગળ આવે છે ત્યારે તેને વૈષ્ણવ વાયુનો સ્પર્શ થાય છે આથી તેને જન્મ મરણનું સ્મરણ રહેતું નથી તથા શુભાશુભ કર્મને જાણતો નથી.

## શરીરનો અર્થ.

શિષ્ય -આ દેહને શરીર કહેવાનું કારણ શું ?

ગુરૂ -આનુ કારણ એ કે, અગ્નિ આ દેહનો આશ્રય કરી રહેલા છે આ અગ્નિ ત્રણ પ્રકારનો છે,-જ્ઞાનાગ્નિ, દર્શનાગ્નિ તથા કોષ્ઠાગ્નિ. આ ત્રણમા કોષ્ઠાગ્નિ અન્ન, પાન, લેહ્ય તથા ચોષ્યનું પાચન કરે છે, દર્શનાગ્નિ રૂપોના દર્શનને કરે છે તથા જ્ઞાનાગ્નિ શુભાશુભ કર્મને જાણે છે. આ ત્રણ અગ્નિઓને પણ જૂદા જૂદા સ્થાન છે. મુખવિશે આહવનીય અગ્નિ છે, ઉદરમા ગાર્હપત્યાગ્નિ છે તથા હૃદયમા દક્ષિણાગ્નિ છે. આત્મા યજમાનરૂપે છે. મન બ્રહ્મારૂપે છે, લોભાદિ પશુઓ-રૂપે છે, દીક્ષા, ધૃતિ તથા સંતોષરૂપે છે, યજ્ઞના પાત્રોરૂપે બુદ્ધિ તથા ઇન્દ્રિયો છે, કર્મેન્દ્રિયો યજ્ઞના હવિષરૂપે છે, શિર યજ્ઞના કપાલરૂપે છે, કેશો યજ્ઞના દર્ભરૂપે છે, ચાર પલના માપવાળું મસ્તક છે, દાંતના પટલો સોળ છે, એકસો સાત મર્મ છે, એકસો એંસી સંધિ છે, એકસો નવ સ્નાયુ છે, સાતસો શિરા છે, પાચસો મજ્જા છે, ત્રણસોસાઠ હાડકાં છે, સાડાત્રણ કરોડ રૂવાટા છે, આઠ પલના માપવાળુ હૃદય છે, બાર પલના માપવાળી જીભ છે, એક પ્રસ્થ પિત્ત છે, એક આઢક કફ છે, એક કુડવ શુક્ર છે, બે પ્રસ્થ મેદ છે તથા મળમૂત્રનો કાંઈ નિયમ નથી. કારણ કે તે આહારના પ્રમાણમા હોય છે,

## પંચ મહાભૂતના વિકારનુ પરિમાણુ.

| પંચભૂતો. | પૃથ્વીના વિકારો. | જળના વિ. | તેજના વિ. | વાયુના વિ. | આકાશના વિ. |
|---|---|---|---|---|---|
| પૃથ્વી | હાડકાં | લોહી | આળસ | સંકોચથવો | ફેડનુ આકાશ |
| જળ | માંસ | વીર્ય | રૂપ | હાલવુ | પેટનુ આકાશ |
| તેજ | નાડી | મૂત્ર | ક્ષુધા | ઉંચુ જવુ | હૃદયનુ આકાશ |
| વાયુ | ચામડી | પરસેવો | તરસ | દોડવુ | ગળાનુ આકાશ |
| આકાશ | રૂવાં | લાળ | ઉંઘ | ફેલાવુ | મસ્તકનું આકાશ |

આ કોષ્ટકની સમજ નીચે પ્રમાણે છે -

પૃથ્વીના-વિકારરૂપે હાડકા મુખ્ય છે. આ પૃથ્વીના અડધા ભાગરૂપે રહેલ છે. બાકીના પૃથ્વીના અડધા ભાગના વિકારરૂપે લોહી, આળસ, સંકોચ થવો તથા ફેડનું આકાશ છે. અર્થાત્ લોહી આદિમાં પૃથ્વીનો ભાગ ખરો, પણ તે અડધા ભાગનો એક ચતુર્થાંશભાગ જાણવો. (૧)

જળના-વિકારરૂપે વીર્ય મુખ્ય છે. તે જળના અડધા ભાગરૂપે રહેલ છે. બાકીના જળના અડધા ભાગના વિકારરૂપે માસ, રૂપ, હાલવું તથા પેટનુ આકાશ છે. અર્થાત્ માંસ આદિમાં જળનો ભાગ ખરો, પણ તે ચારે વસ્તુમા જળના અડધા ભાગના એક ચતુર્થાંશરૂપે જાણવો. (૨)

તેજના-વિકારરૂપે ક્ષુધા મુખ્ય છે તે તેજના અડધા ભાગરૂપે રહેલ છે. બાકીના તેજના અડધા ભાગના વિકારરૂપે નાડી, મૂતર, ઉંચે ચઢવુ તથા હૃદયાકાશ છે. અર્થાત્ નાડી આદિમા તેજનો વિકાર ખરો, પણ તે તેજના અડધા ભાગના એક ચતુર્થાંશરૂપે ચારેમા રહેલ છે. (૩)

વાયુના-વિકારરૂપે દોડવું મુખ્ય છે તે વાયુના અડધા ભાગરૂપે રહેલ છે બાકીના વાયુના અડધા ભાગના વિકારરૂપે ત્વચા, પરસેવો, તરશ તથા ગળાનુ આકાશ છે. અર્થાત્ ત્વચા આદિમાં વાયુનો ભાગ ખરો, પણ વાયુના અડધા ભાગના એક ચતુર્થાંશરૂપે તેમા રહેલ છે (૪)

આકાશના-વિકારરૂપે મુખ્ય આકાશ મસ્તકનું આકાશ છે. બાકીના આકાશના અડધા ભાગના વિકારરૂપે, રૂવા, લાળ, ઉંઘ તથા ફેલાવું છે. અર્થાત્ રૂવા આદિમા આકાશનો ભાગ ખરો, પણ આકાશના અડધા ભાગના એક ચતુર્થાંશરૂપે રૂવાં આદિમાં રહેલ છે (૫)

કોષ્ટકમાં જે આ વર્ણન છે તે સ્થૂલ દેહનું છે. તે ૐકારના અકાર સ્વરૂપે છે વળી તે અન્નમયરૂપે કહેવાય છે. કારણકે અન્નવડેજ આ સ્થૂલદેહ બધાય છે આ સઘળા વિભાગો મળી દેહ એવુ નામ અપાય છે. બાકી ચોકસ ભાગને શરીર કહેવો, એમ નથી. આ બાબતમાં હુ એક દૃષ્ટાંત આપુ, તે હે શિષ્ય ! તુ સાભળ –

બૃહદારણ્યકમા કહ્યું છે કે, એક વેળા જનક રાજા યાજ્ઞવલ્ક્ય પાસે બ્રહ્મજ્ઞાન લેવા આવ્યા. તેણે બ્રહ્મજ્ઞાનના

બદલામા પ્રથમ એક ગામ આપવા કહ્યુ, પછી અડધું રાજ્ય આપવા કહ્યું, પછી આખું રાજ્ય આપવા કહ્યું. આ સર્વે વસ્તુઓ આપવા કહી, પણ યાજ્ઞવલ્કયે લીધી નહિ તથા કહ્યુ કે, હજી તને બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થઈ નથી છેવટમાં શરીર આપવા કહ્યુ આ સમયે યાજ્ઞવલ્કયે પૂછ્યુ કે તું શરીર કોને કહે છે? જે ભાગ શરીર હોય, તે તું મને દાનમાં આપ વળી તે તારો પોતાનો ભાગ છે તે જણાવ. આખરે જનક રાજાને સમજાયુ કે, પચ મહાભુતના સમુદાયના સઘળા વિકારોનુ એકત્ર જેને વિશે હોય તે શરીર છે. આવુ શરીર જે છે તે પચ મહાભૂતનું છે મારે તેમા શુ લેવા દેવા છે, કે હુ તે ગુરૂને આપી શકું? જ્યારે આવી વૃત્તિ થઇ ત્યારે મુનિએ જાણ્યુ કે, હવે શિષ્યને જ્ઞાનની પ્રાપ્તિ થઇ છે

આ સબધી રામદાસ સ્વામી નીચે પ્રમાણે ચોપાઈમાં કહે છે -

घणा दहाडानो भ्रम थयो जीवने ।
एटले देह माने पोते आपने ॥
ते सारु फरे चोरासी लक्ष योनिने ।
फरि करि पामे जन्म मरणने ॥ १ ॥

जन्म मरण केम टळशे भाई ।
साधुनो समागम करीए भाई ॥
जन्म मरण केम टळशे महारे ।
हुं कोण छुं एवो विचार करे ते वारे ॥२॥

सद्गुरु कहे स्वस्वरूप जाण एटले ।
तारूं जन्म मरण टळशे ए प्रमाण ॥
तारा जन्म मरणनो कागळ फाटे ।
सद्गुरु वचने विश्वास राखे ए माटे ॥३॥

एमां वार नहि लागशे जाण ।
एवुं वेद वचन छे प्रमाण ॥
आ पंचीकरणनो विचार जो करे ।
तो हमणां मुक्ति मळशे ताहरे ॥४॥

एमां पंचभूतनो विचारज कह्यो ।
जूदां जूदां तत्व बतायो ॥
सद्गुरु मुखे समजी लेजो ।
तो ब्रह्म सुख पामे आ जो ॥५॥

मन निश्चल करि धारणा धरे ।
श्रवण मनन निदिध्यासन करे ॥
तो साक्षात्कार तुं पोते भाई ।
एमां संदेह रहे न कांई ॥६॥

जाग्रत अवस्था नेत्र स्थान ।
वैखरी वाचा स्थूळ भोग जान ॥
क्रिया शक्ति रजोगुण मान ।
अकार मात्रा विश्व अभिमान ॥७॥

उपला पचीश ने आ अष्ट ।
एवा तत्व तेत्रीश स्पष्ट ॥
ए दृष्ट तुं द्रष्टा जाण ।
ए तुं केम थाइश वेद प्रमाण ॥८॥

दुहो.

जायते अस्ति वर्धते । विपरिणमते जोय ॥
अपक्षीयते विनश्यति । षट् विकार कहि सोय ॥ ९ ॥
ए षट् विकार देहने कह्या । तुं पोते निर्विकार ॥
गुरुवाक्ये विश्वास करी । अनुभव मनमां धार ॥१०॥

અર્થ:–અવિદ્યાવડે આવૃત એવો જીવ પૂર્વ કાળથીજ ભૂલ કર્યો આવે છે. તે પોતે એમ માને છે કે, હુ પોતે દેહ સ્વરૂપે છુ. ખરૂં જોતા તે પોતે સત્, ચિત્ તથા આનંદ સ્વરૂપે છે એમ છતા હું બ્રાહ્મણ છુ, આ મારા પુત્રો છે, એ પ્રમાણે સસારમા અનેક યોનિને પામી જન્મ મરણના ફેરામા અટવાયા કરે છે. (૧)

હવે કેટલાંક નિષ્કામકર્મ કરવાવડે ચિત્તની શુધ્ધિ થવાથી તેના મનમા આવે છે કે, મારા જન્મ મરણનો ફેરો કેવી રીતે ટળે, તે પછી કોઇ એક બ્રહ્મનિષ્ઠ એવા ગુરૂની પાસે જઇને પૂછે છે કે, મારો જન્મ મરણનો ફેરો કેવી રીતે ટળશે ? ત્યારે ગુરૂ કહે છે કે "હું કોણ છુ" તે સબંધી તુ પ્રથમ વિચાર કર. (૨)

જ્યારે તે પોતાના બ્રહ્મનિષ્ઠ એવા ગુરૂ પાસે જાય છે ત્યારે તે કહે છે કે તારૂં મૂળસ્વરૂપ તુ ઓળખ તુ મારા વચનપર વિશ્વાસ રાખતો હો તો તુ એમ જાણુ કે તારા જન્મ મરણનો ફેરો કયારે ટળશે કે જ્યારે તું પોતાના સ્વરૂપને ઓળખતો થઈશ (૩)

હવે વેદમા પણ આ રીતનુ પ્રમાણ છે કે, સ્વસ્વરૂપને ઓળખવુ. આ ઓળખવા ઉપનિષદ આદિ મહાન્ ગ્રથો અધરા પડે, પ્રથમ પચીકરણ અર્થાત્ દેહના કેવી રીતના બધા વિકારો છે તે તુ પ્રથમ ઓળખ, એટલે તને પોતાના સ્વરૂપનુ જ્ઞાન થશે (૪)

વળી આ સઘળી બાબત જાણવા માટે ગુરૂ મુખ્ય જોઈએ જો ગુરુ શિખવનાર હોય તોજ આત્મજ્ઞાન થાય. કારણ કહ્યુ છે કે आचार्यवान् पुरुषो वेद

અર્થ:-જેને બ્રહ્મનિષ્ઠ ગુરૂ મળેલ હોય તેને જ્ઞાનની પ્રાપ્તિ થાય છે (૫)

ગુરૂ પછી શિષ્યને નીચે પ્રમાણે કહે છે કે હે શિષ્ય! મનને નિશ્ચય કરી તેને વિશે ધારણા કરવી ગુરૂ જે ઉપદેશ આપે તે એક ચિત્તથી સાભળવુ સાભળવા પછી મન વિશે તેનુ ચિતન કરવુ ચિંતન કર્યા પછી જ્યારે તે બાબત દૃઢ થાય ત્યારે તેને અનુભવમા મૂકવી આનુ નામ નિદિધ્યાસન છે.

હે ભાઇ! જો તુ આ પ્રમાણે કરશે તો તને આત્મ-સાક્ષાત્કાર થશે આ બાબતમા તારે કોઈપણ રીતનો સદેહ કરવો નહિ. (૬)

ૐકારને વિશે જે અકારરૂપ માત્રા છે તે જાગ્રત અવસ્થા-રૂપે છે તેનુ સ્થાન નેત્ર છે વૈખરી વાણીરૂપે તે છે. આને વિશે સઘળા સ્થૂલ ભોગો રહેલા છે. આ રજોગુણરૂપે હોવાથી તેનુ અધિષ્ઠાન ક્રિયા છે આ અકાર માત્રા વિશ્વરૂપે છે. (૭)

પ્રથમ જે પચ્ચીશ તત્વો ગણાવ્યા તથા બીજા આઠ તત્વો મળી તેત્રીશ તત્વ થાય છે. આ આઠ તત્વ નીચે પ્રમાણે –કંઠ, તાલુ, જિહ્વામૂલ, દાંત, ઓઠ, નાસિકા, છાતી તથા માથુ આ સર્વ તત્વો દૃશ્ય સ્વરૂપે છે તથા તુ પોતે તેના દ્રષ્ટારૂપે છે તુ કે જે દ્રષ્ટારૂપ છે તે તુ કેવી રીતે આ સઘળાના દૃશ્ય સ્વરૂપે થશે ? (૮)

## દરેક મહાભૂતના પાંચ વિકાર

| આકાશના વિકાર. | વાયુના વિ. | તેજના વિ. | જળના વિ. | પૃથ્વીના વિકાર. |
|---|---|---|---|---|
| કામ | હાલવુ | ભૂખ | વીર્ય | હાડકા |
| ક્રોધ | ચાલવુ | તરશ | લોહી | માંસ |
| શોક | દોડવુ | આળસ | લાળ | ચામડી |
| મોહ | ફેલાવુ | ઉંઘ | મૂતર | નાડી |
| ભય | સંકોચવુ | રૂપ | પરસેવો | રૂવાં |

વળી દેહના છ વિકારો નીચે પ્રમાણે છે. દેહ પ્રથમ જન્મ ધારણ કરે છે, તે અસ્તિત્વરૂપે રહે છે, તે વૃદ્ધિને પામે છે, યુવાન બને છે, વૃદ્ધ થાય છે તથા છેવટે મરણ પામે છે. (૯)

## બેતાળીશ તત્ત્વવાળું કોષ્ટક.

| પાંચ જ્ઞાનેન્દ્રિયો. | તેના વિષયો. | તેના દેવતા. |
|---|---|---|
| કાન | શબ્દ | દિશા |
| ચામડી | સ્પર્શ | વાયુ |
| આંખ | રૂપ | સૂર્ય |
| જીભ | રસ | વરૂણ |
| નાક | ગંધ | અશ્વિનીકુમાર |
| **પાંચ કર્મેન્દ્રિયો.** | **તેના વિષયો.** | **તેના દેવતા.** |
| વાણી | બોલવું | અગ્નિદેવ |
| હાથ | ગ્રહણ કરવું | ઈન્દ્ર |
| પગ | જવું | ઉપેન્દ્ર |
| ગુહ્ય ઇન્દ્રિય | આનંદ મેળવવો | પ્રજાપતિ |
| ગુદા | ત્યાગ કરવો | મૃત્યુ |
| **ચાર અંતઃકરણ.** | **તેના વિષયો.** | **તેના દેવતા.** |
| મન | સંકલ્પ | ચંદ્રમા |
| બુદ્ધિ | નિશ્ચય | બ્રહ્મા |
| ચિત્ત | વિચાર | નારાયણ |
| અહંકાર | અભિમાન | રૂદ્ર |

આ છ વિકારો દેહને કહેલા છે પણ તું જે આત્મારૂપે છે તે સર્વ પ્રકારના વિકારથી રહિત છે. તું ગુરૂના આ વચનપર વિશ્વાસ રાખ તથા પછી તે બાબત અનુભવમાં લે. (૧૦)

## કર્મ સંબંધી એક મહેતાનું દૃષ્ટાંત.

એક મહાન્ નગરમા એક પૈસાવાળો ગૃહસ્થ રહેતો હતો. આ માણસ સર્વ પ્રકારના સંસારિક સુખથી સુખી હતો. તે પૂર્ણ સત્યવાદી હતો દેશ દેશાતરમાં આનો વેપાર ચાલતો હતો. જળ માર્ગે અન્ય દેશોમા પણ તેનો વેપાર ચાલતો હતો. હવે આટલા બહોળા વેપાર માટે તે દરેક સ્થળે પોતાના મુનિઓને મોકલતો હતો આ મહેતાઓને પગાર, સૌ સૌની લાયકાત પ્રમાણે તે આપતો હતો હવે દરેક ગુમાસ્તાને એક સ્થળે કેટલા સમય સૂધી રહેવુ, તે તેને નક્કી કહેતો નહિ. પોતાની ખુશીમા આવે તે સમયે તેને બોલાવી, તેણે કેવી રીતે વ્યવસ્થા ચલાવી, તે પૂછતો હતો તે પ્રથમથી કહીનેજ મોકલતો કે હું ગમે તે વખતે તમોને બોલાવું, માટે તમારે તમારો દરરોજનો હિસાબ તૈયાર કરીને રાખવો. તે સર્વને શિખામણ આપતો કે તમો તમારો વહિવટ ત્યાં બહુજ સત્યતાથી ચલાવજો પણ તમારે જરા દગો કરવો નહિ હવે બે મિત્રો એકજ ગામના રહેવાશીઓ ત્યા નોકરીને માટે ગયા. આમાના એકનુ નામ સત્યપ્રકાશ તથા બીજાનું નામ વિષયલોલુપ હતુ બેઉને જૂદે જૂદે સ્થળે શેઠરૂપ પ્રભુએ મોકલ્યા. હવે સત્યપ્રકાશે તો જે ઠેકાણે મોકલ્યો ત્યાં જઈ પોતાનો ચાર્જ તપાસી લીધો તથા સારી રીતે વહેવાર ચલાવવા લાગ્યો. થોડી વારમા તેની ખ્યાતિ સારી ફેલાઈ રહી. પણ વિષયલોલુપ ભાઇ તો મોજ મજામા પડયા. તેઓ આજનુ કામ કાલે તથા કાલનું પરમ દિવસે, એમ લંબાવવા મંડયા આથી હિસાબ વગેરે સૌ ચઢી ગયો.

વેપારમા પણ મહાન્ ખોટ પડી રહી આ સઘળી બાબતની શેઠ પ્રભુને ખબર પડી. એટલે તેણે વિષયલોલુપભાઈને એકદમ બોલાવવા કહ્યુ જેવુ તેડું ગયું, એટલે ભાઈ તો ગભરાયા. કારણ હિસાબ બરોબર મળે નહિ તેણે પોતાના મિત્ર સત્યપ્રકાશને મદત માટે લખી જણાવ્યુ. સત્યપ્રકાશે કેટલીક મદત તથા દિલાસા પત્ર મોકલ્યા તેણે છેવટની વખતે પણ શેઠ પરમાત્મા તરફ મન દાખવ્યુ, જેથી તે મોક્ષ માર્ગે ગયો તથા સત્યપ્રકાશ માટે તો પૂછવુ જ શુ ? તે તો પ્રથમથીજ ચેતીને ચાલતો હતો

## દેહમાં મમત્વનો અભાવ.

(સુલભાનું દૃષ્ટાંત)

આ સુલભા પ્રધાન નામના રાજાની પુત્રી થાય છે. આ નાનપણથી યોગવિદ્યામા અત્યતકુશળ હતી. આત્મજ્ઞાનની ચર્ચામા તે પોતાનો સઘળો સમય ગાળતી હતી આ સ્રીએ અનેક જ્ઞાનીઓના મુખથી સાભળ્યુ હતુ કે, જનક રાજા મહાજ્ઞાની છે. આ રાજાનુ પારખુ જોવા માટે તેણે યોગીનો વેશ ધારણ કર્યો તથા તે જનક રાજાના દરબારમા ગઈ. રાજાએ આ યોગિનીને યોગ્ય આસન પર બેસાડી, તેનો સારી રીતે સત્કાર કર્યો સુલભાએ સઘળાના દેખતા કહ્યુ કે આ રાજા મુકત નથી, પણ બધ્ધ છે. પછી પોતાની યોગશકિતના બળવડે તેણે રાજાની બુદ્ધિમા પ્રવેશ કર્યો તેણે પોતાના નેત્રના પ્રકાશવડે તેના નેત્રના પ્રકાશને અટકાવ્યો. વળી પોતાના ચિત્તવડે તેણે રાજાના ચિત્તને પોતાને સ્વાધીન કર્યું,

જનક અજ્ઞાની ન હતો. તેણે યોગવડે જાણી લીધું કે, આ યોગિનીએ યોગવડે મારા શરીરમા પ્રવેશ કર્યો છે રાજાએ પ્રશ્ન કર્યો કે, અરે યોગિનિ! તુ કયાથી આવી છે? હું તારામા સાધુ ભાવ જોતો નથી મને વશ કરવા તેં મારે વિશે પ્રવેશ કર્યો છે તુ મારી અપરાધી છે.

સુલભા બોલી, આપ જે કહો છો, તેથી મને લેશ પણ ક્રોધ ચઢયો નથી. પણ મને સ્પર્શ દોષ થયો એમ ગણો છો, તો આપ પોતે કયા તત્વવડે થયા છો. રાજાએ કહ્યું કે, પાચ જ્ઞાનેન્દ્રિયો, પાચ કર્મેન્દ્રિયો, આ બેઉના પાંચ પાચ વિષયો તથા મન, બુધ્ધિ, ચિત્ત તથા અહંકાર આ ચોવીશ તત્વવડે મારૂ શરીર બનેલ છે. પછી સુલભાએ કહ્યું કે, શું આટલાથીજ મનુષ્ય બોલી શકે છે તથા સર્વ વ્યવહાર કરી શકે છે?

રાજા – ના, આ ચોવીશ તત્વની સાથે પચીસમો જીવાત્મા મળે છે ત્યારે સર્વ વ્યવહાર થાય છે

સુલભા –હે રાજા! ત્યારે હવે હુ આ જાતિમાં કેટલાં તત્વો છે? રાજા તરત સમજી ગયા કે, આણે મારા શરીરને વિશે મારી પરીક્ષા લેવા પ્રવેશ કર્યો છે. પછી રાજાએ તેને પોતાના સ્થાનપ્રતિ થોડો સમય રહેવા આગ્રહ કર્યો. પણ સુલભા, રાજાને દેહનું અભિમાન છોડાવી, એક રાતમાં જ ત્યાથી વિદાય થઇને બીજે ઠેકાણે ચાલી ગઇ.

## ગુરુની જરૂર.

### (શિખરમાં ધનનું દૃષ્ટાંત)

એક ધનાઢય બહુજ માંદો પડયો. તે પોતાની મરણ પથારીએ સૂતો. હવે મરતી વખતે તેણે પોતાના છોકરાઓને

પોતાની પાસે બોલાવ્યા. તેઓને શિખામણ આપી કે, જે રીતે મે વ્યવહાર ચલાવ્યો છે, તે પ્રમાણે તમારે પણ વ્યવહાર ચલાવવો. મારૂ કેટલું દ્રવ્ય છે, તે તમો સર્વે જાણો છો. મારે કશી કહેવાની જરૂર નથી. પણ તમને એટલુ તો કહું છું કે જ્યારે તમો અત્યંત ભીડમા હો તથા નાણાની અત્યંત તંગાશમા આવો ત્યારે ચોપડામા જે પ્રમાણે દ્રવ્ય લખેલ હોય તે પ્રમાણે જોઈને લેશો તે પ્રમાણે ચાલવાથી તમારૂ સંકટ દૂર થશે આમ કહ્યા પછી તે ડોસો મરી ગયો. હવે કેટલાક વખત પછી તે છોકરાઓને વેપારમા અત્યત ખોટ ગઈ, પછી સઘળા દીકરાઓ એકઠા મળી ચોપડાઓ તપાસવા માડયા. હવે ચોપડામા એક ઠેકાણે લખેલ કે, ચૈત્ર સુદ ૧૦ ને દિવસે પ્રહર દિવસ ચઢતા આપણા પોતાના દેવાલયના શિખરમા અત્યત ધન દાટેલ છે. આ શબ્દો વાચતાંજ કેટલાક છોકરાઓએ પછી મજુરોને બોલાવી શિખરને તોડવા માડયુ. આથી આખા ગામમા હાહાકાર મચી રહ્યો કે, આ શાહુકારના છોકરાઓ કેવા દુષ્ટ છે, એક વર્ષમા બાપે બધાવેલા દેવાલયને તોડી પાડી, છિન્ન ભિન્ન કરે છે. બહુજ નિંદા થવાથી પછી તોડવું બધ કર્યું. કેટલાકો કહે કે આટલા નાના શિખરમાં દ્રવ્ય હોયજ નહિ. એ તો જૂઠુ હશે. પછી એક વૃદ્ધ માણસે ચોપડો પોતાના હાથમાં લીધો. તેણે વાચી વિચાર કર્યો કે, ચૈત્ર શુદ ૧૦ એટલુંજ લખ્યું નથી, પણ તેમા પ્રહર દિવસ એમ લખ્યું છે. માટે તે સમય આવવા દો. આ પ્રમાણે તેણે પેલા છોકરાઓને કહ્યું. હવે તે દિવસ આવ્યો ત્યારે છોકરાઓ પેલા વૃદ્ધની

પાસે ગયા. ત્યારબાદ પહોર સમય ગયા પછી શિખરની છાયા જેટલા સ્થળમા પડતી હતી, તે સ્થળ તેઓએ ખોદાવ્યું. એટલે તેમાથી પેલા છોકરાઓને અનહદ દ્રવ્ય મળ્યું. આજ પ્રમાણે તમારી પાસે જ્ઞાનના પુસ્તકો ગમે તેટલાં હોય, પણ તે જ્ઞાનનો ઉપદેશ જેણે અનુભવમા લીધેલ હોય તેજ આપી શકે. પણ બીજો નહિ આથીજ કહ્યું છે કે, आचार्यवान् पुरुषो वेद જેને બ્રહ્મનિષ્ઠ તથા શ્રોત્રિય એવા આચાર્ય હોય તેનેજ જ્ઞાનથી પ્રાપ્તિ થાય છે, પણ બીજાને નહિ

## મનના પર અન્નનો કાબુ

### (ચમારના સદાવ્રતનુ દૃષ્ટાંત)

એક વેળા એક ગામમાથી બે ભાઈઓ સાથે કાશી ભણવા જવા માટે નીકળ્યા. તેઓ ત્યાથી પુષ્કળ ભણી ઘેર આવવા નીકળ્યા. રસ્તામા તેઓએ એક ગામને પાદરે ધર્મ-શાળામાં મુકામ કર્યો. એક ભાઈ ઘેર રહ્યા તથા બીજો ભાઈ ગામમાં જ્યા સદાવ્રત હોય ત્યાંથી અનાજ લેવા માટે ગયો. હવે તે ગામમાં સદાવ્રત મળે નહિ. પૂછતાં પૂછતાં એક જણે કહ્યું કે, અમુક ઠેકાણે સદાવ્રત મળે છે. એટલે તે ભાઈ ત્યા લેવા ગયો. ત્યાથી અનાજ લીધા પછી તે પોતાના સ્થળપ્રતિ આવવા નીકળ્યો. રસ્તામા ક્ષુધા ઘણી લાગવાથી પેલા સદાવ્રતના ચોખામાંથી કેટલાક ચોખા તેણે કાચાને કાચા ખાઇ લીધા. પછી તે એમ કરતા મુકામ પર આવ્યો. પહેલાએ પૂછ્યુ કે આટલી વાર કેમ લાગી? ત્યારે બીજાએ કહ્યું કે સદાવ્રત મળતા વાર લાગી. હવે પેલો

સદાવ્રત લાવનાર પાદરપર આવેલ કુવાપર નહાવા ગયો. ગામનાં બૈરાંઓ પાણી ભરતા હતા. પોતાને છાંટા ઉડશે, તેથી તેમને ખસેડવા પેલાએ કહ્યુ કે, હું ગરૂડો બ્રાહ્મણ છું, માટે તમો અભડાશો, આઘા ખસો. આ શબ્દ સાંભળતા પેલા પહેલા વિદ્યાર્થીએ બહાર આવી બૈરાને પૂછયું કે અહીં સદાવ્રત કોને ત્યા મળે છે? તેઓએ કહ્યુ કે એક ચમારને ત્યા મળે છે. પછી ભાઈને પૂછતાં તેણે જણાવ્યું કે મેં આમાથી થોડા ચોખા ખાધા છે. આથી પેલાના મનને ખાતરી થઇ કે, ચમારનું અન્ન ખાવાથી મારા ભાઇને પોતે ગરૂડો જણાવવાની ઇચ્છા થઇ. માટે જેવુ અન્ન હોય, તેવો જ ઓડકાર આવે છે. એમા લેશપણ ફેર નથી આજ કારણથી એકાદશાહ તથા ભ્રષ્ટ થયેલાનું અન્ન લોકો ખાવા-માટે ના પાડે છે

## હિરણ્યગર્ભનું વર્ણન.

### શંકરાચાર્ય વિવરણ:-

अपंचीकृत पंचमहाभूतानि पंचतन्मात्राणि तत्कार्यं च पंचप्राणाः दशेन्द्रियाणि मनोबुद्धिश्चेति सप्तदशकं लिंगं भौतिकं हिरण्यगर्भ इत्युच्यते ॥

અર્થઃ—હવે અપંચીકૃત પંચ મહાભૂતોરૂપે પાંચ તન્માત્રાઓ છે. આ પાચ તન્માત્રાઓના કાર્યરૂપે પાચ પ્રાણો છે. જેવા કે, પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન તથા સમાન દશ ઇન્દ્રિયો છે, જેવી કે પાચ કર્મેન્દ્રિયો તથા પાંચ જ્ઞાનેન્દ્રિયો, મન તેમજ બુદ્ધિ, આ રીતે સત્તરની સંખ્યાવાળું લિંગ ભૌતિક છે. આને હિરણ્યગર્ભ કહે છે.

સુરેશ્વરાચાર્ય વાર્તિક:

## ઇન્દ્રિયો તથા તેના વિષયો.

ज्ञानेद्रियाणि पंचैव पंच कर्मेन्द्रियाणि च ॥३१॥
श्रोत्रत्वङ्नयन घ्राण जिह्वाधीन्द्रिय पंचकम् ।
वाक्पाणि पादपायूपस्थाः कर्मेन्द्रियपंचकम् ॥३२॥
मनोबुद्धिरहंकारश्चित्तं चेति चतुष्टयम् ।
संकल्पाख्यं मनोरूपं बुद्धिर्निश्चयरूपिणी ॥३३॥
अभिमानात्मक स्तद्वत् अहंकारः प्रकीर्तितः ।
अनुसंधानरूपंच चित्तमित्यभिधीयते ॥३४॥
प्राणोऽपानस्तथा व्यान उदानाख्यस्तथैव च ।
समानश्चेति पंचैताः कीर्तिताः प्राणवृत्तयः ॥३५॥
खवाय्वग्न्यम्बु क्षितयो भूत सूक्ष्माणि पंच च ।
अविद्याकामकर्माणि लिंगं पुर्यष्टकं विदुः ॥३६॥
एत त्सूक्ष्मशरीरं स्या न्मायिकं प्रत्यगात्मनः ।
करणोपरमे जाग्र त्संस्कारोत्थप्रबोधवत् ॥३७॥
ग्राह्यग्राहकरूपेण स्फुरणं स्वप्न उच्यते ।
अभिमानी तयो र्यस्तु तैजसः परिकीर्तितः ॥३८॥
हिरण्यगर्भरूपेण तैजसं चिंतये द्बुधः ॥

અર્થ:—જ્ઞાનેન્દ્રિયો પાંચ છે તેમજ કર્મેન્દ્રિયો પાંચ છે. કાન, ચામડી, આંખ, નાક તથા જીભ આટલી પાંચ વસ્તુઓ જ્ઞાનેન્દ્રિયો કહેવાય છે. વાણી, હાથ, પગ, પાયુ તથા ઉપસ્થ ઇન્દ્રિય આ પાંચ કર્મેન્દ્રિયો કહેવાય છે. (૩૨)

મન, બુધ્ધિ, અહંકાર તથા ચિત્ત આ ચાર આંતર ઇન્દ્રિયો છે. સંકલ્પ વિકલ્પ થવો, તે મનનું સ્વરૂપ છે. જે નિશ્ચય પર આવવુ, તે બુધ્ધિ સ્વરૂપે છે. (૩૩) કોઈપણ પ્રકારનું જે અભિમાન થાય છે, તેને અહંકાર કહે છે જે અનુસંધાનરૂપે અર્થાત્ કોઈપણ વસ્તુની સાથે જોડાય છે તેને ચિત્ત એમ કહે છે. (૩૪) પ્રાણ અપાન, વ્યાન, તથા ઉદાન તેમજ સમાન આ રીતે પાચ પ્રાણની વૃત્તિઓ છે. (૩૫) આકાશ, વાયુ, અગ્નિ, જળ તથા પૃથ્વી આ પાચ સૂક્ષ્મ ભૂતો કહેવાય છે. આ પાચ ભુતો તેમજ અવિદ્યા, કામના તથા કર્મો, આ રીતે આઠ સ્વરૂપવાળો દેહ છે. (૩૬) આને સૂક્ષ્મ શરીર કહે છે. આ સૂક્ષ્મ શરીર પ્રત્યક્ આત્માના માયિક સ્વરૂપે છે. જ્યારે સઘળી ઇન્દ્રિયો જે કે જાગ્રતાવસ્થામા પ્રવૃત્ત થયેલ હોય છે તે નિવૃત્તિને પામે છે, તથા જાગ્રતાવસ્થાની માફક સંસ્કાર પ્રમાણે જે કાંઈ, આ વસ્તુ ગ્રાહ્ય છે તથા આ ગ્રાહકરૂપે છે એમ સ્ફુરણ થાય છે, તેને સ્વપ્ન એવું નામ આપવામા આવેલ છે આ ગ્રાહ્ય તથા ગ્રાહકના જે અભિમાની દેવતા છે તે તૈજસરૂપે કહેવામા આવે છે. (૩૭–૮) વળી વિદ્વાન્ એમ કહે છે કે, આ તૈજસ સ્વરૂપ હિરણ્યગર્ભરૂપે છે

## પ્રેરકરૂપ સત્તર ઇન્દ્રિયોનું નિરૂપણ

### આનંદગિરિ વિવરણ—

तदेवमाद्यमकारं निरूप्य मध्यमभुकारं निरूपयितुं सूक्ष्मप्रपंचं कथयति—अयमर्थः शब्दस्पर्शरूपरसगंधतन्मात्राणि

सूक्ष्मभूतानि परस्परमनुप्रवेशशून्यान्यपंचीकृतानि पंच-संख्याकानि पूर्ववन्महान्ति च भवन्ति॥ तेषां च कार्यं कर्मेन्द्रियपंचकं ज्ञानेन्द्रियपंचकं प्राणादिवायुपंचकं बुद्धिर्मनश्चेत्यन्तः करणद्वयमिति सप्तदशकं लिंगम्॥

અર્થ:—આ પ્રમાણે પ્રથમ અકારના સ્વરૂપનું વર્ણન કર્યા પછી મધ્યમ વર્ણ જે ઉકાર છે, તેનું વર્ણન કરવા સૂક્ષ્મ પ્રપચનું વર્ણન કરવામાં આવે છે.

આ સૂક્ષ્મ પ્રપંચ નીચે પ્રમાણે-આકાશ, ચામડી, ચક્ષુ, જીહ્વા તથા ઘ્રાણ આ પાંચ જ્ઞાનેન્દ્રિયોના વિષયરૂપે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગધ છે. આને સૂક્ષ્મ ભુત કરી કહે છે. આ સૂક્ષ્મ ભુતોનો એક બીજા વિશે પ્રવેશ હોતો નથી. આથી આ ભુતોને અપંચીકૃત કરી કહે છે. આ પાચ સૂક્ષ્મ ભુતો પૂર્વની માફક મહાન્ રૂપે થાય છે. સૂક્ષ્મ ભૂતોના કાર્યરૂપે નીચે પ્રમાણે વસ્તુઓ છે. જેમકે, પાચ કર્મેન્દ્રિયો, પાંચ જ્ઞાનેન્દ્રિયો, પ્રાણાદિ પાચ વાયુઓ, મન તથા બુદ્ધિ જે બે અંત કરણ સ્વરૂપે કહેવાય છે તે, એમ સઘળું મળી સત્તર પ્રેરકરૂપ સૂક્ષ્મ પ્રપચ છે.

## અપચીકૃતાદિનો અર્થ

### રામ તીર્થ ચન્દ્રિકા:-

અપંચીકૃત મહાભુતો સંબંધી હવે વિવેચન કરાય છે આ અપંચીકૃત ભુતોરૂપે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ છે. આ ભુતો સૂક્ષ્મરૂપે રહેલ છે. આકાશાદિ પાચ પંચીકૃત કહેવાય છે તથા તેના વિષય સ્વરૂપે આ સૂક્ષ્મ ઈન્દ્રિયો છે,

શિષ્ય-પંચીકૃત ભૂત એટલે શું, તેમજ અપંચીકૃત ભૂત એટલે શું ?

ગુરૂ-જે ભૂતો પોતાના કાર્યને વિષે વ્યાપીને રહે છે તે પંચીકૃત ભૂત કહેવાય છે, પણ જે વ્યાપીને રહેતા નથી, તે અપંચીકૃત ભૂત કહેવાય છે.

શિષ્ય-પંચીકૃત ભૂતનું શું કાર્ય છે, તે મને જણાવશો.

ગુરૂઃ-પંચીકૃત ભૂતના કાર્યો નીચે પ્રમાણે છેઃ-

વાણી, હાથ, પગ, પાયુ તથા ઉપસ્થ આ પાચ કર્મેન્દ્રિયો, શ્રોત્ર, ત્વક, ચક્ષુ, જીહ્વા તથા ઘ્રાણ આ પાચ જ્ઞાનેન્દ્રિયો, પ્રાણાદિ પાચ વાયુઓ તથા બે અંતકરણો, આ રીતે સત્તર લિંગ છે. ચિત્ત તથા અહંકારનો બુધ્ધિ તથા મનને વિશે અતર્ભાવ થાય છે. આથી અંતકરણ બે સ્વરૂપે કહેવાય છે.

આનંદગિરિ વિવરણ:-

## લિંગ શબ્દની વ્યાખ્યા.

तच्चेदं कयापि विधया प्रतीचो गमकत्वादेव लिंगमिति व्याख्यायते ॥ तत्कार्यत्व मुकूत्वा भौतिकत्व मभिदधानो लिंगस्याहंकारिकत्व मप्रामाणिकमिति मन्यते ॥ तदेतदपंचीकृतभूतपंचकं लिंगम् । तच्च सप्तदशकं पूर्वोक्तभूतकार्यात्माकतया भौतिकम् ॥ सर्वमेतदेकीकृत्य हिरण्यगर्भशब्देनोच्यत इति हिरण्यगर्भस्यापि विराडात्मवआत्मत्वम्॥ किन्तु तदुपाधित्वमित्यभिप्रेत्याह॥

અર્થ:—આ સત્તરને કોઈએક પ્રકારને લઈ પ્રત્યક આત્માના પ્રકટ કરનારરૂપે હોવાથી તેને લિંગ એ શબ્દવડે નિરૂપણ કરવામા આવે છે. આ સત્તરના કાર્યપણાનું વર્ણન કર્યા પછી, ભૌતિકપણાનુ જે નિરૂપણ કરનાર છે, તે લિગનું જે અહંકારીપણું છે, તેને અપ્રમાણિકરૂપે માને છે આ જે અપચીકૃત ભૂત પચક છે, તેને લિગ કહે છે આ સત્તર અવયવવાળુ લિગ પૂર્વે વર્ણન કરવામા આવેલ ભૂત કાર્ય-પણાને લઈ ભૌતિકરૂપે કહેવાય છે આ સઘળાનુ જ્યારે એકીકરણ કરવામા આવે છે ત્યારે તેને હિરણ્યગર્ભ, એ શબ્દ કહેવાય છે. વિરાટ્ આત્માની માફક હિરણ્યગર્ભનું પણ આત્માપણું નથી, પણ આત્માની ઉપાધિને લઈને છે.

## હિરણ્યગર્ભ ઉપાધિરૂપે.

### રામતીર્થ ચદ્રિકા:-

મૂળમા જે પ્રતીચ શબ્દ વાપરેલો છે, તે પ્રત્યક્ આત્માનું સૂચન હોવાથી વાપરવામા આવેલ છે. લીન અર્થને જે જણાવે તે લિંગ. આ રીતની લિગ શબ્દની વ્યુત્પત્તિ હોવાથી લિંગનો અર્થ પ્રેરક એમ થાય છે. કોઈ પણ રીતના પ્રકારને લઈ ઇન્દ્રિયો પોતાની પ્રવૃત્તિવડે જે પોતાનો પ્રેરક છે તેનુ અનુમાન કરાવે છે આ સત્તર અ-વયવવાળા લિગને અહંકારીપણુ છે, અર્થાત્ તે અહકારનો વિષય છે. ભૂતકાર્ય આટલુજ છે. આથી આટલાને વિશે હું રહેલ છુ, એમ જે આત્માનુ અભિમાન, તે અપ્રમાણિક છે. કાર્ય તથા કારણને લઈ ભૂત તથા ભૌતિકનો અભેદભાવ માનવો, તે હિરણ્યગર્ભ કહેવાય છે. ભૂતનુ જે કાર્ય, તે

ભૌતિકમા કારણસ્વરૂપે છે. હિરણ્યગર્ભની માફક પ્રત્યક્ આત્માવડે તેની પ્રતીતિ થાય છે, અથવા નથી થતી. આ કારણને લઇ કહ્યુ છે કે, હિરણ્યગર્ભને પણ આત્માપણુ નથી પણ વિશટ્ આત્માની માફક હિરણ્યગર્ભનુ ઉપાધિપણું છે. તે અર્થાત્ આત્માનું જે ઉપાધિપણુ, તે તદુપાધિત્વ કહેવાય.

શંકરાચાર્ય વિવરણ:-

## સ્વપ્ન એટલે શુ ?

एत त्सूक्ष्मशरीरमात्मनः ॥ करणेषूपसंहृतेषु जागरितसंस्कारजः प्रत्ययेस्वविषयः स्वप्न इत्युच्यते। तदुभयाभिमान्यात्मा तैजसः ॥ एतत्रयमुकारः ॥

અર્થ:-આત્માનુ આ શરીર સૂક્ષ્મ સ્વરૂપે છે. જ્યારે સઘળી ઇન્દ્રિયોનો ઉપસહાર થાય છે ત્યારે જાગૃતપણાના સંસ્કારને લઇ જે પ્રતીતિ થાય છે તથા જે પ્રતીતિ વિષયયુકત છે તેને સ્વપ્ન એમ કહે છે. સૂક્ષ્મ શરીર તથા સ્વપ્નાવસ્થા, આ બેઉનો જે અભિમાની આત્મા, તે તૈજસરૂપે કહેવાય છે.

## સ્વપ્ન તથા સુષુપ્તિમાં ફેર

આનંદગિરિ વિવરણ.-

अथाधुना चास्य भोगायतनत्वं यत्र तमवस्थाविशेषं लक्षयति। करणेषु इति। प्रत्ययः स्वप्न इत्युक्ते सुषुप्तावतिप्रसक्तिर्माभूदित्युक्तं-सविषयः स्वप्न इति। वासनामयविषयसहितस्वप्नेऽपि प्रत्ययो भवतीत्यर्थः। जागरितव्यावृत्त्यर्थमुक्तं। करणेषूपसंहृतेषु इति ॥

અર્થઃ—હવે પછી વર્ણન કરવામાં આવે છે કે, આ સૂક્ષ્મ શરીરનું ભોગાયતપણું છે કે નહિ. સૂક્ષ્મ શરીરમાં વિશેષ અવસ્થા કેવા પ્રકારની રહે છે, તે બાબતમા करणेषु ઇત્યાદિવડે કહેવામા આવે છે. સ્વપ્નરૂપ પ્રતીતિ છે, એટલુ જ કેવળ કહેવામાં આવે તો સુષુપ્તિને વિશે અતિપ્રસક્તિ થાય. આ અતિપ્રસક્તિ ન થાય, તે માટે सविषय स्वप्न પોતાના વિષયથી યુક્ત જે અવસ્થા છે, તે સ્વપ્ન છે, એમ કહ્યું છે. સ્વપ્નાવસ્થામા પણ વાસનામય વિષય સહિત જ્ઞાન હોય છે. ઇન્દ્રિયોનો ઉપસંહાર જ્યારે થાય છે તે સમયમા સ્વપ્નાવસ્થા થાય છે, એમ કહેવાનું કારણ એ કે, જાગરિત અવસ્થાનો જ્યારે અભાવ હોય છે ત્યારે થાય છે, એમ જણાવવા માટે કહ્યુ છે

આનંદગિરિ વિવરણ -

## ઉકાર માત્રા ત્રણ સ્વરૂપે.

ननु तर्हि करणाभावात्कथमयं प्रत्ययः, समुद्भवेदिति आशंक्य आह। जागरितेति। संस्कारग्रहणं न कारणान्तर-परिसंख्यार्थं कारणान्तरस्यादृष्टादेरिष्टत्वादिति द्रष्टव्यम् ॥ इदानीं हिरण्यगर्भशरीरे स्वप्ने चाहं ममाभिमानवतः संज्ञां संगरीते–तदुभयेति। तैजस स्तेजसि वासनाया मभिमा-नितया निर्वृत्तो भवतीति व्युत्पत्त्योच्यते ॥ न च सूक्ष्मशरीरं स्वप्नावस्था च तयो रभिमानीत्येतत्रितयाङ्गीकारेण द्वैतमाशंकितव्यमित्याह। एतत् त्रयमुकारः इति ॥

અર્થ—(શિષ્ય-જ્યારે ઇન્દ્રિયોનો અભાવ છે, તો પછી આ રીતનું જ્ઞાન કેવી રીતે થઇ શકે ?

ગુરૂ—આ રીતની શંકાનો નાશ થવા માટે કહ્યું છે કે, બીજા કારણનો ત્યાગ કરવા સંસ્કારનું ગ્રહણ કર્યું નથી, પણ અદૃષ્ટાદિ અન્ય કારણરૂપ દોષને લઈ સ્વપ્ન થાય છે.

શિષ્ય—હિરણ્યગર્ભ શરીરવાળા સ્વપ્નને વિશે આ હું છું તથા આ મારૂ છે, આ રીતના અભિમાનીને જે સંજ્ઞા થાય છે તેનું કેમ?

ગુરૂ—તૈજસની તેજસ વાસના વિશે અભિમાનીપણા-વડે તૃપ્તિ થાય છે. આ રીતની વ્યુત્પત્તિને લઈ કહેવાયેલ છે સૂક્ષ્મ શરીર, સ્વપ્નાવસ્થા તથા તે બેઉનો જે અભિમાની આત્મા, આ ત્રણના અંગીકાર કરવાવડે દ્વૈતપણાની શંકા રાખવી નહિ. આથીજ કહ્યું છે કે, આ ત્રણરૂપે ઉકાર છે

## સ્વપ્નમાં વિષયનો અભાવ

### રામતીર્થ ચંદ્રિકા.-

શિષ્ય—હિરણ્યગર્ભોપાધિવાળા આત્માનો ભોગ શું જાગૃતાવસ્થામાં છે અથવા તો શું તે બીજી અવસ્થામાં છે?

ગુરૂ—બીજી અવસ્થાને વિશે છે વળી કહ્યું છે કે, જ્યારે ઇન્દ્રિયોનો ઉપસંહાર થાય છે તથા તે સમયે જે જ્ઞાન થાય છે તેને સ્વપ્ન કહે છે. આ પ્રમાણેનું સ્વપ્નનું લક્ષણ છે. આ સ્વપ્નાવસ્થામાં કોઈ પણ રીતના વિષયનો અભાવ છે હવે કરણનો અભાવ હોવાથી જ્ઞાનની ઉત્પત્તિ પણ થવી જોઈએ નહિ, આ રીતની શંકાનું નિરાકરણ કરવા માટે કહ્યું છે કે, સંસ્કાર પોતે કરણરૂપે હોવાથી કરણનો અભાવ છે, એમ સૂચન કર્યું નથી.

## શું સ્વપ્નમાં સ્મૃતિ ?

શિષ્ય—શું સ્વપ્નમા સ્મૃતિ હોય છે ? તથા સ્વપ્નનું લક્ષણ શુ ? મારૂ માનવુ તો એવું છે કે, સંસ્કારજન્યપણું એ સ્મૃતિનુ લક્ષણ છે

ગુરૂ—આમ માનવાથી પ્રત્યભિજ્ઞાનને વિશે અતિવ્યાપ્તિ થાય છે. પ્રકૃતને વિશે કેવળ સ્મૃતિ માત્રનુ ઉત્પન્ન કરવાપણું નથી. આજ હેતુને લઇ સસ્કારગ્રહણુ એમ મૂળમાં કહ્યુ છે પરિસંખ્યાનો અર્થ ત્યાગ છે વળી મૂળમા જે અદૃષ્ટાદિ શબ્દ છે, તેમા આદિ શબ્દવડે દોષને ગ્રહણુ કરવો. સસ્કારને પ્રકટ કરવા, તે સિવાય બીજા કોઇ પણુ પ્રકારની સિધ્ધિ અદૃષ્ટને વિશે હોતી નથી. સર્વ ઉત્પત્તિના નિમિત્ત કારણુપણાનો નાશ ન થાય, માટે કહ્યુ છે કે જ્યારે જાગૃતાવસ્થાની સજ્ઞાનો લય થાય છે ત્યારે સ્વપ્નાવસ્થા આવે છે. આમ કહેવાનુ કારણુ એ કે, વ્યવહારરૂપ જાગ્રતાવસ્થા સાથે સ્વપ્નનુ એકપણુ ન થાય તે તેજને વિશે લીન થાય છે, આમ કહીને દ્વૈતાપત્તિનો પરિહાર કરવામા આવે છે.

ટીકા—આ સૂક્ષ્મ દેહ સબધી અર્થાત્ સ્વપ્નાવસ્થા સબધી શ્રી રામદાસે નીચે પ્રમાણે જણાવેલ છે—

स्थूल देह ते हुं नहि, सूक्ष्मदेह हुं जाण ।
सद्गुरु कहे ते तुं नहि, लिंग दृश्य वखाण ॥११॥

स्वामी स्थूल देह ते हुं नहि,
पण सूक्ष्मदेह ते हुं सही ।
गुरु कहे ते तुं केम थाइश भाई,
प्रथमनी पेठे विचार भाई ॥१२॥

स्वप्न अवस्था कंठ स्थान,
मध्यमा वाचा प्रविविक्त भोग जाण ।
ज्ञान शक्ति सत्व गुण मान,
उकार मात्रा तैजस अभिमान ॥१३॥

ए मळीने तेत्रीस तत्त्व जाण,
तुं एनो छे द्रष्टा सुजाण ।
तुं ए दृश्य तत्त्व नहि होई,
भिन्न भिन्न विचारो जोई ॥१४॥

घट द्रष्टा ज्यौं घट नहीं,
प्रगट हि न्यारो देख ।
त्यौं देह द्रष्टा तुं आतमा,
न्यारो भिन्न विशेष ॥ १५ ॥

શબ્દાર્થ—શિષ્ય—હે મહારાજ! તમો કહો છો તે પ્રમાણે હું જો કે સ્થૂલ દેહરૂપે નથી, આ રીતનો મને અનુભવ થાય છે પણ મને એમ લાગે છે કે હુ સૂક્ષ્મ દેહ સ્વરૂપે છુ. આ સાંભળી ગુરૂ.—અરે ભાઇ! સૂક્ષ્મ દેહરૂપે પણ તુ નથી. જે સૂક્ષ્મ દેહ છે તેજ લિંગ દેહ કહેવાય છે. આ સૂક્ષ્મ દેહ દૃશ્યરૂપે છે તથા તુ દ્રષ્ટા લિંગ દેહરૂપે નથી. (૧૨)

શબ્દાર્થ—શિષ્ય—હે ગુરૂ! સ્થૂલ દેહરૂપે હુ નથી, તે વાત ખરી. પણ સૂક્ષ્મ દેહરૂપે હુ છુ, તે સંબંધી મને તમે ના કેમ કહો છો. સ્થૂલ દેહ સૂક્ષ્મ દેહ વડે થયલો છે માટે હુ સૂક્ષ્મ દેહરૂપે કેમ નહિ કહેવાઉ?

ગુરૂ.—તુ સૂક્ષ્મ દેહરૂપે કેમ થઇશ? સૂક્ષ્મ દેહ પણ જડ સ્વરૂપે છે. વળી જડનો દ્રષ્ટા એવો તુ ભિન્ન છે. તો પછી તુ સૂક્ષ્મ દેહરૂપે કેવી રીતે? (૧૩)

# સૂક્ષ્મદેહનું કોષ્ટક.

| પંચ મહાભૂત. | આકાશના અંતઃકરણ પંચક. | વાયુના પ્રાણ ૫ ચક. | તેજના જ્ઞાન ૫ ચક. | જળનાં કર્મેન્દ્રિય ૫ ચક. | પૃથ્વીનાં વિષય ૫. |
|---|---|---|---|---|---|
| આકાશ | અંતઃકરણ-દેવતા વિષ્ણુ | વ્યાન (સર્વ શરીરમા રહેનાર વાયુ) | શ્રોત્ર (જેનાવડે શબ્દ સંભળાય છે) (દેવતા દિશા છે) | વાણી (દેવતા અગ્નિ છે) | શબ્દ. |
| વાયુ | મન (દેવતા ચંદ્રમા) | સમાન વાયુ (નાભિસ્થાનમાં રહેનાર વાયુ) | ત્વચા ઇન્દ્રિય (દેવતા વાયુ છે જેનાવડે સ્પર્શ જણાય છે) | હસ્તેન્દ્રિય (દેવતા ઇન્દ્ર) | સ્પર્શ. |
| તેજ | બુદ્ધિ (દેવતા બ્રહ્મા) | ઉદાન (કંઠસ્થાનમા રહેનાર વાયુ). | ચક્ષુ ઇન્દ્રિય (દેવતા સૂર્ય) | પાદ ઇન્દ્રિય (દેવતા ઉપેન્દ્ર) | રૂપ. |
| જળ | ચિત્ત (દેવતા નારાયણ જેનાવડે સ્મરણ કરે છે) | પ્રાણ (હૃદયસ્થાનમાં રહેનાર વાયુ) | રસ ઇન્દ્રિય (દેવતા વાયુ) | શિશ્ન ઇન્દ્રિય (દેવતા પ્રજાપતિ) | રસ. |
| પૃથ્વી | અહંકાર (દેવતા રૂદ્ર છે જેનાવડે અહંકાર કરે છે) | અપાન વાયુ (ગુદા સ્થાનમાં રહેનાર વાયુ). | ઘ્રાણ ઇન્દ્રિય (દેવતા અશ્વિનીકુમાર) | ગુદા ઇન્દ્રિય (દેવતા મૃત્યુ જેનાવડે મળનો ઉત્સર્ગ થાય છે). | ગંધ. |

(૧) આકાશના પાચ વિકારોમાં અંત કરણ, મન, બુદ્ધિ, ચિત્ત તથા અહંકાર છે

(૨) વાયુના પાચ વિકારોમા વ્યાન, સમાન, ઉદાન, પ્રાણ તથા અપાન વાયુઓ છે

(૩) તેજની પાચ જ્ઞાનેન્દ્રિયોમા શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જીભ તથા ઘ્રાણ છે

(૪) જળની પાચ કર્મેન્દ્રિયોમા વાણી, હાથ, પાદ, શિશ્ન તથા ગુદાઇન્દ્રિય છે.

(૫) પૃથ્વીના પાચ વિષયોમા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ છે.

## અંતઃકરણાદિ અધ્યાત્માદિરૂપે

| અંત.કરણ. | અવિભૂતરૂપ. | અધિદૈવરૂપે. |
|---|---|---|
| અંત કરણ | સ્ફુરણ | વિષ્ણુ |
| મન | સંકલ્પ વિકલ્પ | ચંદ્ર |
| બુદ્ધિ | નિશ્ચય | બ્રહ્મા |
| ચિત્ત | વિચાર કરવો | નારાયણ |
| અહંકાર | હુંપણાનું અભિમાન | રૂદ્ર |

## શ્રોત્રાદિ અધ્યાત્માદિરૂપે.

| અધ્યાત્મરૂપે. | અધિભૂતરૂપ. | અધિદૈવરૂપે. |
|---|---|---|
| શ્રોત્ર | શબ્દ | દિક્પાળ |
| ત્વચા | સ્પર્શ | વાયુ |
| ચક્ષુ | રૂપ | સૂર્ય |
| જીભ | રસ | વરૂણ |
| ઘ્રાણ | ગંધ | અશ્વિનીકુમાર |

## જ્ઞાનેન્દ્રિયાદિ અધ્યાત્મરૂપે.

| અધ્યાત્મરૂપે. | અધિભૂતરૂપ. | અધિદૈવરૂપે. |
|---|---|---|
| વાણી | બોલવું | અગ્નિ |
| હાથ | લેવુ આપવુ | ઇન્દ્ર |
| પગ | ફરવુ હરવુ | ઉપેન્દ્ર |
| શિશ્ન | રતિનું સુખ | પ્રજાપતિ |
| ગુદા | મળનો ત્યાગ | યમ |

## વિકારોમાં સાત્વિકાદિગુણ

| પંચ મહાભૂત | સાત્વિક ગુણ. | | રાજસ ગુણ. | | તમસ ગુણ. |
|---|---|---|---|---|---|
| | અંતઃકરણ પંચક | જ્ઞાનેન્દ્રિય પંચક | પ્રાણ પંચક | કર્મેન્દ્રિય પંચક | પાંચ વિષયો |
| આકાશ | અંતઃકરણ | શ્રોત્ર | વ્યાન | વાણી | શબ્દ |
| વાયુ | મન | ત્વચા | સમાન | પગ | સ્પર્શ |
| તેજ | બુદ્ધિ | ચક્ષુ | ઉદાન | હાથ | રૂપ |
| જળ | ચિત્ત | જીભ | પ્રાણ | શિશ્ન | રસ |
| પૃથ્વી | અહંકાર | ઘ્રાણ | અપાન | ગુદા | ગંધ |

આ પ્રમાણે સૂક્ષ્મ દેહના તત્વો છે, જે ઉપરના કોષ્ટકથી ખુલાસા વાર જણાવ્યા તે સિવાય બીજાં આઠ તત્વો તેરમી ચોપાઇવડે રામ ગુરૂ મહાત્મા જણાવે છે.

(૧) કંઠમાં હિત નામની નાડી (૨) સ્વપ્ન અવસ્થારૂપે થાય છે. (૩) તેમા મધ્યમા વાણી, (૪) પ્રવિવિક્ત અર્થાત્ સૂક્ષ્મ વાસનામય ભોગ, (૫) જ્ઞાનશક્તિ કહેતાં સ્વપ્ન પદાર્થ જાણવા, (૬) સત્વગુણ, (૭) ઉકાર માત્રા તથા (૮) તૈજસ અભિમાન છે (૧૪)

શબ્દાર્થ·—કોષ્ટકના પચીશ તત્વો તથા ૧૪મી ચોપાઈમાં કહેલ આઠ તત્ત્વ મળી તેત્રીશ તત્ત્વ થાય તુ પોતે આ તેત્રીશનો દ્રષ્ટા છે, તું દૃશ્યરૂપે નથી માટે વિચાર કરશે તો તુ દ્રષ્ટા દૃશ્ય પદાર્થથી ભિન્ન છે (૧૫)

શબ્દાર્થ—જે રીતે ઘડાનો દ્રષ્ટા ઘડારૂપે નથી, પણ તેથી ભિન્ન છે તેજ રીતે દેહનો દ્રષ્ટા આત્મા છે. તુ તે જડથી ન્યારો તથા વિશેષ સ્વરૂપે છે. (૧૬)

શિષ્ય —પ્રાણ, અપાન, વ્યાન, સમાન તથા ઉદાન આ રીતના પાચ પ્રાણો છે, પણ પાચ ઉપપ્રાણો કયા છે તે કહેશો.

ગુરુ —નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત તથા ધનંજય આ રીતના પાંચ ઉપપ્રાણો છે. નાગ નામના ઉપપ્રાણવડે ઓડકાર આવે છે, કૂર્મ નામના ઉપપ્રાણવડે આખ મીચાય છે તથા ઉઘાડાય છે, કૃકલ નામના ઉપપ્રાણવડે છીંક આવે છે, દેવદત્ત નામના ઉપપ્રાણવડે બગાસુ આવે છે તથા ધનજય નામનો ઉપપ્રાણ સર્વ શરીરને પુષ્ટ કરે છે.

આ પ્રમાણે તારા આગળ ઉકાર માત્રા અથવા સ્વપ્નાવસ્થાના સૂક્ષ્મ દેહનુ વર્ણન કર્યું. હવે મકાર માત્રા અથવા સુષુપ્તાવસ્થા અથવા કારણ દેહનુ હુ વર્ણન કરૂ છુ તે તું સાભળ.

## મકારમાત્રા વર્ણન.

શંકરાચાર્ય વિવરણ -

शरीरद्वयकारणमात्माज्ञान साभासमव्याकृतमित्युच्यते॥ एतत्कारण शरीरमात्मनः। तच्च न सत्, नासत्। नापि सदसत्। न भिन्नं, नाभिन्नं। नापि भिन्नाभिन्नं कुतश्चित् न निरवयवम्, न सावयवं, नोभयम्। किन्तु केवलब्रह्मात्मैकत्वज्ञानापनोद्यम् ॥

શબ્દાર્થ—સ્થૂલ તથા સૂક્ષ્મ શરીરના કારણરૂપ આત્મ વિષયક અજ્ઞાન છે. આ અજ્ઞાન ચિદાભાસવડે વ્યાપ્ત છે. આ અવસ્થા અવ્યાકૃતરૂપે અર્થાત્ સ્વપ્નાવસ્થારૂપે છે, એમ કહેવામાં આવે છે. આત્મા વિષયક આ કારણ શરીર છે. આ કારણ શરીર સત્સ્વરૂપે નથી, તેમજ તે અસત્સ્વરૂપે પણ નથી. આ કારણથી શરીર સત્ તેમજ અસતથી ભિન્ન સ્વરૂપે પણ નથી. તે ધર્મપણાથી અથવા સ્વરૂપપણાથી ભિન્ન સ્વરૂપે નથી. તેમ અભિન્ન સ્વરૂપે પણ નથી. આ સુષુપ્તિ અવસ્થા ભિન્ન તથા અભિન્ન આ બેઉથી જૂદી પણ નથી આ અવસ્થા નિરવયવ સ્વરૂપે નથી તેમજ આ અવસ્થા સાવયવ સ્વરૂપે પણ નથી. તેમ નિરવયવ તથા સાવયવથી ભિન્ન સ્વરૂપે પણ નથી. પણ તે કેવળ બ્રહ્માત્મ-વિષયક જ્ઞાન વિષે ત્યાગ કરવા યોગ્ય છે.

સુરેશ્વરાચાર્ય વાર્તિક.

चैतन्याभासखचितं शरीरद्वयकारणम् ॥ ३९ ॥
आत्मज्ञानं तदव्यक्तमव्याकृतमितीर्यते ।

न सन्नासन्न सदसद्भिन्नाभिन्नं न चोभयम् ॥४०॥
न सभागं न निर्भागं न चाप्युभयरूपकम् ।
ब्रह्मात्मैकत्वविज्ञानहेयं मिथ्यात्वकारणात् ॥ ४१ ॥

શબ્દાર્થ-જે અજ્ઞાન ચૈતન્યના આભાસવડે જોડાયલું છે તથા જે અજ્ઞાન સ્થૂલ તથા સૂક્ષ્મના કારણ સ્વરૂપે છે. (૩૯)

તે આત્મ વિષયક અજ્ઞાન અવ્યક્ત સ્વરૂપે તથા અવ્યાકૃત સ્વરૂપે છે, એમ કહેવાય છે. તે સત્ સ્વરૂપે નથી, તે અસત્ સ્વરૂપે નથી, સત્ તેમજ અસત્‌થી ભિન્ન સ્વરૂપે તેમજ સત્ અસતથી અભિન્ન સ્વરૂપે નથી. અર્થાત્ ભિન્ન કે અભિન્ન બેઉ સ્વરૂપે તે નથી. આ મિથ્યા સ્વરૂપે હોવાથી બ્રહ્માત્મ વિષયક જ્ઞાનને વિશે તે ત્યાગ કરવા યોગ્ય છે (૪૦-૪૧)

## સુષુપ્તિનું વર્ણન.

શંકરાચાર્ય વિવરણ:-

सर्वप्रकारज्ञानोपसंहारे बुद्धेः कारणात्मनावस्थानं सुषुप्तिः । तदुभयाभिमान्यात्मा प्राज्ञः । एतत्त्रयं मकारः ॥

શબ્દાર્થ—સર્વ પ્રકારના જ્ઞાનનો ઉપસંહાર થવે છતે બુદ્ધિની જે કારણ સ્વરૂપ આત્માને વિશે સ્થિતિ, તે સુષુપ્તિ અવસ્થા છે. અવ્યાકૃત તથા સુષુપ્તિ આ બેઉના અભિમાની જે આત્મા, તે પ્રાજ્ઞ સ્વરૂપે છે અવ્યાકૃત, સુષુપ્તિ તથા પ્રાજ્ઞ આ ત્રણે મકાર આત્મ સ્વરૂપે છે.

## પ્રાજ્ઞ આત્માનું સ્વરૂપ

સુરેશ્વરાચાર્ય વાર્તિક –

ज्ञानानामुपसंहारो बुद्धेः कारणता स्थितिः ।
वटबीजे वटस्येव सुषुप्तिरभिधीयते ॥ ४२ ॥
अभिमानी तयोर्यस्तु प्राज्ञ इत्यभिधीयते ।
जगत्कारणरूपेण प्राज्ञात्मानं विचिन्तयेत् ॥ ४३ ॥

શબ્દાર્થ – જ્યારે સર્વ પ્રકારના વ્યાવહારિક જ્ઞાનોનો ઉપસંહાર થાય છે તથા જ્યારે બુદ્ધિની સ્થિતિ કારણપણાને વિશે હોય છે, જેમકે વડના બીને વિશે વડની સ્થિતિ રહેલ છે ત્યારે તેને સુષુપ્તિ અવસ્થા છે, એમ કહેવાય છે. (૪૨)

શબ્દાર્થ —અવ્યાકૃત સ્થિતિ તથા સુષુપ્તિ અવસ્થા, આ બેઉનો જે અભિમાની છે, તે પ્રાજ્ઞ સ્વરૂપે કહેવાય છે. આ પ્રાજ્ઞ આત્માના સ્વરૂપનું ચિંતન જગતના કારણ સ્વરૂપ-વડે કરવું જોઈએ (૪૩)

## પારમાર્થિકમાં શું દ્વૈતભાવ ?

આનંદગિરિ વિવરણ–

नन्वकारात्मकस्थूलशरीरस्योकारात्मकसूक्ष्मशरीरस्य च पारमार्थिकत्वाभ्युपगमे द्वैतता स्यादिति । नेत्याह-शरीरद्वयेति । कथं पुनरात्माश्रयमात्मविषयमज्ञानं कार्याय पर्याप्तम् ॥ अचेतनत्वादिति ।

શબ્દાર્થ –શિષ્ય –અકારાત્મક સ્થૂલ શરીર તથા ઉકારાત્મક સૂક્ષ્મ શરીર, આ બેઉ શરીરનો સ્વીકાર પારમાર્થિકપણાને વિશે થવાથી પારમાર્થિકમાં દ્વૈતાભાસ થાય છે. તેનું કેમ ?

ગુરૂ—આ કારણને લઈનેજ મૂળમા શરીરદ્વય એમ વચન કહેલ છે, જેથી પારમાર્થિકતા આવતી નથી.

શિષ્ય—આત્માના આશ્રયરૂપ આત્મવિષયક અજ્ઞાન કાર્યસ્વરૂપે કેમ કહેવાય છે ?

ગુરૂ—કહ્યુ છે કે આ અજ્ઞાન જડસ્વરૂપે છે

## સાભાસનું નિરૂપણ.

આનંદગિરિ વિવરણ'-

तत्राह–साभासमिति। कुलालाद्यधिष्ठितं हि मृदादि घटादिकं कुर्वदुपगम्यते॥ तद्वच्चिदाभासव्याप्तमज्ञानं शरीरद्वयाकारेण परिणमते विवर्तत इत्यर्थः।

શબ્દાર્થ—વળી કહ્યુ છે કે, જે અજ્ઞાન હોય છે તે ચૈતન્યથી યુક્ત હોય છે કુભારઆદિનો આશ્રય લઈ મૃત્તિકાદિનો ઘટાદિ વિકાર કરવામા આવે છે, એમ માનવામા આવે છે. આ રીતે ઘટાદિની માફક અજ્ઞાન ચિદાભાસવડે વ્યાપ્ત છે. વળી આ અજ્ઞાન સ્થૂલ તથા સૂક્ષ્મ શરીરના આકારવડે પરિણામને પામે છે તથા વિકારને પામે છે.

સ્વામી રામતીર્થ ચન્દ્રિકાઃ-

આ રીતે પ્રપચ સહિત અકાર તથા ઉકારનું વર્ણન કર્યાપછી મકાર માત્રાનું વર્ણન કરવામા આવે છે.

શિષ્ય-સ્થૂલ તથા સૂક્ષ્મ પ્રપંચરૂપ કાર્યનુ જે કારણ છે, તે અદ્વૈત સ્વરૂપે હોવું જોઈએ.

ગુરુ'—કારણ શરીર અદ્વૈત સ્વરૂપે નથી. અજ્ઞાનરૂપ પ્રપંચના ઉત્પાદકનો સંભવ નથી.

શિષ્ય'—અભાવ છે, એમ કહેવાનું શું કારણ ?

ગુરુ—આ ઉત્પાદક અર્થાત્ કારણ શરીર જડસ્વરૂપે છે. મૂળમાં જે પર્યાપ્ત શબ્દ છે તેનો અર્થ સમર્થ થાય છે. આત્મવિષય આત્માશ્રયરૂપે છે, એમ કહેવાનું કારણ એ કે, અજ્ઞાનનું આશ્રયપણું અનાત્મ અર્થાત્ જડ વસ્તુને વિશે હોય નહિ જડ વસ્તુ અજ્ઞાનવડે ઉત્પન્ન થયેલ હોવાથી તે અજ્ઞાનના આશ્રયરૂપે થઇ શકે નહિ. જેમકે મૃત્તિકાવડે તૈયાર થયેલ ઘડો મૃત્તિકાના આશ્રયરૂપે કહેવાય નહિ.

શિષ્ય—ત્યારે આવરણરૂપ અવિદ્યા સ્વપ્રકાશ ચૈતન્યનો શું આશ્રય કરે છે ? તેમા આશ્રયપણાનો સંભવ વાસ્તવરૂપે નથી કે આશ્રયપણાનો સંભવ શુ પ્રાતીતિક સ્વરૂપે નથી ? હવે આમ કહેવામા પ્રથમ પક્ષમાં કોઇ રીતનો વિવાદ રહેતો નથી. પણ દ્વિતીય પક્ષમા હું અજ્ઞાન છુ, આ રીતે અનુભવને વિશે વિરોધ આવે છે. વળી આત્માના આશ્રયરૂપે અજ્ઞાન હોવું જોઇએ. અજ્ઞાનના વિષયરૂપે આત્મા છે. જો આમ છે તો પછી ઘટનું અજ્ઞાન છે, પટનું અજ્ઞાન છે, આ રીતનો અનુભવ કેવી રીતે થાય ? અમારૂં માનવું એવું છે કે, અવચ્છિન્ન ચૈતન્યના આવરણને લઈ આ કહેલ છે. ઘટ વિષયક અજ્ઞાન, ઘટાવરણરૂપ અજ્ઞાનરૂપે છે, એમ હું માનુ છુ. જડ આવરણ દુ ખે કરી નિરૂપણ કરવા યોગ્ય હોવાથી પ્રમાણ તથા પ્રયોજનના અભાવવડે તે સંભવતુ નથી. પ્રસક્ત પ્રકાશના નાશને લીધે આવરણ કહેવાય છે.

હવે જડને વિશે કદી પણ પ્રકાશ લાગેલ હોતો નથી. વળી સંક્ષિપ્ત શારીરકમા નીચે પ્રમાણે કહ્યુ છે –

आश्रयत्वविषयत्वभागिनी निर्विभागचितिरेव केवला।
पूर्वसिद्धतमसोहि पश्चिमो नाश्रयोभवति नापि गोचरः॥
(सं० शा० १, ३१९).

અર્થ –ચૈતન્ય આશ્રયપણાથી તથા વિષયપણાથી યુક્ત હોય છે અથવા કેવળ ચૈતન્ય સ્વરૂપ કોઈ પણ રીતના ભાગથી રહિત હોય છે. પ્રથમ સિદ્ધ થયેલ તપવાળો આત્મા પાછળથી આશ્રયરૂપ તેમજ વિષયરૂપે હોતો નથી સાર એ છે કે, અજ્ઞાન જડમાથી ઉત્પન્ન થયેલ છે, તો પછી કાર્ય માટે કેવી રીતે તે સમર્થ થાય ?

ગુરુ –આનો ઉત્તર નીચે પ્રમાણે છે –જે સર્વ બાજુએથી પ્રકાશે, તેને આભાસ કહે છે. આભાસનો અર્થ ચૈતન્ય થાય. ચૈતન્યની સાથે જે રહે, તે ચૈતન્યાધિષ્ઠિત કહેવાય.

## અવ્યાકૃત તેજ સુષુપ્તિ

આનંદગિરિ વિવરણ:—

*(१) तद्धेदं तर्ह्यव्याकृतमासीत् (बृह० १, ४, ७) इत्यादि श्रुतौ अव्याकृतस्य कारणत्वश्रुतेः। कथमात्माज्ञानस्य तु तदुक्तमित्याशंक्य तत्रैवाव्याकृतशब्दप्रयोगा न्नैवमित्याह-अव्याकृतमिति ।

*અહી જે નબરની સખ્યા આપી છે તે સ્વામીતીર્થની ટીકા સાથે દરેક વિભાગ મેળવવા સહેલ પડે, તે માટે છે,

અર્થ -શિષ્ય -આ સર્વ જગત તે સમયે અવ્યાકૃતરૂપે હતુ. (બૃ૦ ૧, ૪, ૭) ઇત્યાદિ શ્રુતિને વિશે અવ્યાકૃતને વિશે કારણપણુ રહેલ છે તો પછી કેવી રીતે આત્મ-વિષયક અજ્ઞાન કારણરૂપે કહેવાય ?

ગુરૂ -આ રીતની શકાનો પરિહાર કરવા અવ્યાકૃત શબ્દનો પ્રયોગ વાપર્યો છે

## સુષુપ્તિમાં સત્વની અપ્રાપ્તિ.

આનન્દગિરિ વિવરણ —

(૨) शरीरद्वयहेतो रव्याकृतस्यार्थक्रियाकारित्वेन सत्वाभ्युपगमात् । तत्कार्यस्यापि तथात्वात् । अद्वैतानुपपत्तिरित्याशंक्याह तच्चेति । तस्यापि सत्वे सदेवेति ब्रह्मण्यवधारणायोगात् अभिधास्यमानज्ञानापनोद्यत्वानुपपत्तेश्च सत्वासिद्धिरित्यर्थः ॥

શબ્દાર્થ -શિષ્ય -સ્થૂલદેહ તથા સૂક્ષ્મદેહ આ બે પ્રકારના દેહના કારણને લઇ તેમજ અવ્યાકૃતના વિષયની ક્રિયાને કરનાર હોવાથી સુષુપ્તિમા સત્વની પ્રાપ્તિ હોવી જોઇએ. સત્વના કાર્યરૂપ અજ્ઞાનને પણ સત્વની પ્રાપ્તિ થવી જોઇએ.

ગુરૂ -સુષુપ્તિમા અદ્વૈતની પ્રાપ્તિ કદી થતી નથી સૃષ્ટિની ઉત્પત્તિ પહેલા સર્વ સત્ સ્વરૂપે હતુ, આ રીતનો બ્રહ્મને વિશે પ્રાપ્તિ થવાનો યોગ નહિ હોવાથી તેમજ જે જ્ઞાન ઉત્પન્ન થાય છે તે નાશને યોગ્ય તથા જ્ઞાનની અનુપપત્તિ હોવાથી સુષુપ્તિમા સત્વની અપ્રાપ્તિ છે.

## સુષુપ્તિ સત્વ અસત્વથી વિલક્ષણ.

આનંદગિરિ વિવરણ.—

(३) तर्हि सत्वनिषेधादसत्वमेव स्यात् । नभो नलिनीवदिति चेन्नेत्याह॥ नासदिति। अज्ञोऽहमित्यपरोक्षप्रतीतिविरोधादर्थक्रियाकारित्वाच्च नात्यन्तिकमसत्वम् । न च परस्परविरोधे सत्वासत्वयो विधान्तरानुपपत्तिः। संसर्गाभावान्योन्याभावयोर्भेदप्रतिपादको योऽन्योन्याभावः। स यथा एतदुभयविलक्षण स्तद्वदत्रापि सत्वासत्वविलक्षण इत्यर्थः ॥

અર્થ-શિષ્ય-જ્યારે સત્વનો નિષેધ સુષુપ્તિને વિશે કરવામા આવે છે તોપણ તે અવસ્થા અસત્વરૂપે હોવી જોઇએ દૃષ્ટાંત તરીકે જેમ આકાશ નલિનીના સરખુ છે હુ અજ્ઞાની છુ, આ રીતે અપરોક્ષ જ્ઞાનનો નિષેધ હોવાથી તેમજ વિષયની ક્રિયાનો કરનાર નહિ હોવાથી સુષુપ્તિ આત્યંતિક અસત્વરૂપે નથી બીજુ સત્વ તેમજ અસત્વ આ બેઉ એક બીજાથી વિરોધવાળા છે, તેથી કોઇ અન્ય વિધિની પ્રાપ્તિ હોવી જોઇએ જેવી રીતે સંસર્ગાભાવ તથા અન્યોન્યભાવને વિશે ભેદ પ્રતિપાદકરૂપ જે અન્યોન્યાભાવ છે તે જેમ બેઉથી વિલક્ષણ છે તેમ આ સ્થળે પણ સત્વ તથા અસત્વથી વિલક્ષણરૂપે સુષુપ્તિ છે.

## સદસતથી ભિન્ન કે અભિન્ન ?

આનંદગિરિ વિવરણ:—

(૪) अभावान्योन्याभावयोरन्योन्याभावस्य तद्भानाभ्युपगमवदिहापि सत्वस्यासत्वस्य चानभ्युपगमसंभवादिति भावः। अस्तु तर्हि प्रत्येकं सत्वासत्वप्रतिषेधेऽपि समुच्चितं सदसदात्मकमव्याकृतमिति चेत्। मैवम्। विरोधात्। एकत्र तद्भावासंभवादित्याह नापीति। तर्हि सतोसतः सदसद्भ्यां च भिन्नमिति चेन्नेत्याह—न भिन्नमिति। न हि भेदो धर्मत्वेन स्वरूपत्वेन वा प्रतिपादयितुं शक्यते॥ धर्मत्वे भेदाभेदविकल्पप्रवेशप्रसंगात्। स्वरूपत्वे चान्यतरपरिशेषापातादित्यर्थः॥

અર્થ—સંસર્ગાભાવ તથા અન્યોન્યાભાવનો ભેદ કરનાર જે અન્યોન્યભાવ છે, તે બેઉ પ્રકારના અભાવનો નહિ સ્વીકાર કરવાવડે છે. તેમજ આ સ્થળે પણ સત્વતાનો તેમજ અસત્વતાનો નહિ અંગીકાર કરવાવડે તેના ભેદનો સ્વીકાર કરવો પડે છે.

શિષ્ય –સત્ત્વ તથા અસત્વનો પ્રતિષેધ હોવા છતા દરેક ભેગા કરવામા આવેલ સદ સદાત્મક અવ્યાકૃતરૂપે હોવા જોઇએ.

ગુરૂ –ના, તેમ નથી. કારણ કે તેમાં વિરોધ આવશે. એકત્રપણામા તેના ભાવનો અસંભવ હોય છે.

શિષ્ય –સત્ અને અસત્વડે સત્ તથા અસતની ભિન્નતા છે. એમ કહીએ તો કેમ ?

ગુરૂ—તેમ થઈ શકે નહિ કારણ કે ભેદ ધર્મપણાવડે અથવા તો સ્વરૂપપણાવડે પ્રતિપાદન થઈ શકે એમ નથી. કારણ કે ધર્મત્વમાં ભેદાભેદના વિકલ્પના પ્રવેશનો પ્રસગ પ્રાપ્ત થાય છે. વળી સ્વરૂપપણામા અન્યતર પરિશેષનો પાત હોતો નથી.

## સુષુપ્તિમાં શુ અભેદભાવ ?

આનંદગિરિ વિવરણ.—

(૫) भेदनिषेधेप्राप्तमभेदं निरस्यति—नाभिन्नमिति। सदसत्त्वाद्यन्यतमपरिशेषे पूर्वोक्तदोषानुषंगात्, अव्याकृतमात्रपरिशेषे च वस्त्वप्रसिद्धेस्तदसिद्धिरित्यर्थः। भेदाभेदयोरेकैकस्य निषेधेऽपि प्राप्तं भिन्नाभिन्नत्वं विरोधात्प्रत्याचष्टे। नापि भिन्नाभिन्नं कुतश्चिदिति। सतोऽसतश्चेति प्रत्येकं मिलितस्य च प्रतियोगित्वमुच्यत इति ज्ञातव्यम् ॥

અર્થઃ—શિષ્ય—જ્યારે ભેદભાવનો તમે નિષેધ કરો છો, તો પછી અભેદ ભાવ તા ખરો ?

ગુરૂ—સુષુપ્તિમા અભેદભાવ પણ હોતો નથી પૂર્વે જણાવેલ દોષને લઇ સત તેમજ અસત આદિથી ભિન્નરૂપે સ્થિતિ હોવી જોઈએ અવ્યાકૃત માત્ર જ્યારે પરિશેષરૂપે રહે છે ત્યારે વસ્તુની પ્રસિદ્ધ નહિ હોવાથી સત્વ તથા અસત્વની અસિદ્ધ છે. જ્યારે ભેદ તેમજ અભેદમાથી દરેકનો નિષેધ થાય છે ત્યારે જે ભિન્ન તથા અભિન્નપણું પ્રાપ્ત થાય છે તેનો પણ વિરોધ આવતો હોવાથી પ્રતિ-ઉત્તરમાં કહ્યુ છે કે, કોઇપણ રીતે ભિન્ન તેમજ અભિન્ન-પણું સુષુપ્તિમા હોતું નથી સત્ તથા અસત્ આ દરેકથી તેમજ સતઅસત્ ઉભયના મળવાથી પણ તે ભિન્નરૂપે કહેવાય છે.

## જડ સાવયવરૂપે.

આનંદગિરિ વિવરણઃ—

(६) सत्वादिना निर्वक्तुमशक्यत्वेऽपि मूलकारणत्वाद्व्याकृतं निरवयत्वेन शक्यं निर्वचनीयमित्याशंक्याह—न निरवयवत्वं तत्तन्नानाकारविविधप्रपंचाकारपरिणामित्वादित्यर्थः ।

શબ્દાર્થ -સત્વાદિવડે સુષુપ્તિ યુક્ત છે, એમ સિદ્ધ કરવુ અશકય છે આ અવસ્થા મૂળકારણની સાથે જોડાયેલ હોવાથી અવ્યાકૃતરૂપે છે તેમ હોવાથી તે નિરવયવસ્વરૂપે છે. આ અવસ્થા નિર્વચનીય છે કે કેમ, એ શકા થતાં કહ્યુ છે કે તે સાવયવસ્વરૂપે છે કારણ કે જે વસ્તુ જડસ્વરૂપે હોય તે નિરવયવરૂપે હોઇ શકે નહિ જેટલી અનાત્મક વસ્તુ છે તે અનેક પ્રકારના આકારને ધારણ કરે છે કારણ કે તેઓ વિવિધ પ્રપચાકારરૂપ પરિણામને પામે છે.

## વિકારીમાં મિથ્યાપણું.

આનંદગિરિ વિવરણ.—

(७) तर्हि परिणामित्वादेव मृदादिवदेष्टव्यं सावयवत्वमित्याशंक्याह—न सावयवमिति। सावयवत्वे कार्यद्रव्यत्वेन मूलकारणत्वानुपपत्तिः ॥ तत्तत्कार्याकारपरिणामस्य च मिथ्यात्वेन विवर्तत्वादित्यर्थः । अर्थमाप्तमुभयरूपत्वं विरोधेन प्रत्यादिशति—नोभयमिति ।

અર્થ -શિષ્ય -જો આપણે આ અવસ્થાને પરિણામીરૂપે માનીએ તો મૃત્તિકાદિમા અવયવપણું રહેલુ છે, તેમ તેમાં પણ હોવું જોઇએ.

શુરૂ -જેમા અવયવ રહેલ છે, તે કાર્ય દ્રવ્યરૂપે હોય છે. વળી તેની મૂળ કારણની સાથે પ્રાપ્તિ હોતી નથી જે જે કાર્યાકારરૂપે પરિણામને પામે છે, તે વિકારસ્વરૂપે હોવાથી મિથ્યારૂપે છે. હવે નિરવયવ તેમજ સાવયવ એમ ઉભયરૂપતા પ્રાપ્ત થયેલી કહીએ તો તેમા વિરોધનો આભાસ થશે. માટે કહ્યું છે કે તે ઉભય સ્વરૂપે નથી

સુષુપ્તિકેવલાસ્વરૂપે.

આનંદગિરિ વિવરણ —

(૮) ननु केनापि प्रकारेण निर्वचनोयत्वासंभवेऽपि किं तदनिर्वचनोयत्वम्। न हि लक्षणमन्तरेण लक्ष्याधिगतिरस्ति। तत्राह–किन्त्विति। अस्याज्ञानस्य सर्वथोक्तलक्षणशून्यत्वादत एव निर्वक्तुमशक्यत्वात् यत्किञ्चिच्छब्दवाच्यत्वेन तत्सिद्धेरात्मनि द्वैतोत्पत्तिः सिद्धा। तन्निवारणार्थं तद्धानोपायमाह केवलमिति।

અર્થ:-શિષ્ય -કોઇપણ પ્રકારે કરી નિર્વચનીયપણાનો અસભવ છે. માટે શું તે અનિર્વચનીયરૂપે છે? લક્ષણ વિના લક્ષ્યનો આશ્રય રહેતો નથી.

શુરૂ -આ હેતુને લઈ કહ્યુ છે કે, આ સુષુપ્તિરૂપ અજ્ઞાન એવુ છે કે, તે સર્વથા ઉકત લક્ષણથી રહિત છે. આથી તેનું નિરૂપણ કરવું અશકય છે કઇ એક સત્ શબ્દ વાચ્યપણાવડે તેની સિધ્ધિ હોવાથી આત્મામા દ્વૈતોત્પત્તિ સિદ્ધ થાય છે. આ દ્વૈતોત્પત્તિ ન થાય, માટે તેના નાશના ઉપાય અર્થે 'કેવળ' આ રીતનો શબ્દ વાપરેલો છે.

## સુષુપ્તિમાં બ્રહ્માત્મૈકતા.

આનંદગિરિ વિવરણ —

(९) निरालंबनज्ञानायोगाद्यत्किञ्चिदालंबनज्ञानस्य च सनिदानसंसारनिराससाधनत्वासंभवात्तदुचितं विषयं दर्शयति–ब्रह्मात्मैकत्वेति ।

अथ यथोक्तं ज्ञानमग्निहोत्रादिसहितं फलसाधनं साधनभूयस्त्वे फलभूयस्त्वसंभवात् । मैवम् ॥ मिथो विरुद्धयोः समुच्चयायोगात् फलस्य च कैवल्यस्य निरतिशयत्वादित्याशयवानाह–केवलेति ।

અર્થઃ—સુષુપ્તિમા નિરાલંબન જ્ઞાનની પ્રાપ્તિ હોતી નથી વળી કઇ એક આલંબન જ્ઞાનની પ્રાપ્તિ હોય છે, તેમજ મૂળ સહિત સંસાર નાશનુ સાધન હોતુ નથી. તેથી આ સુષુપ્તિવિષય બ્રહ્માત્મૈકરૂપે કહેવાય છે.

શિષ્ય —અગ્નિહોત્રાદિ સહિત જે જ્ઞાન કહેવાય છે,તે ફળના આધારરૂપે છે. સાધનપણાને લઇ ફળપણાનો સંભવ હોય છે.

ગુરૂ —આ રીત નથી. કમ તથા જ્ઞાન જે એક બીજાથી વિરૂધ્ધ છે, તે બેઉની એકતા થવી અશકય છે. વળી જેમાં કૈવલ્ય સ્વરૂપ ફળ છે, તેમા અતિશયપણું હોતું નથી. આ આશયને લઈ કહ્યું છે કે, સુષુપ્તિ કેવળ અવસ્થારૂપે છે.

## બુદ્ધિની કારણાત્મામાં સ્થિતિ.

આનંદગિરિ વિવરણ —

(१०) अव्याकृतस्य अनिर्वाच्यस्याधिदैविकीमवस्थामुक्त्वासंप्रत्याध्यात्मिकीमवस्थां तदेकत्वविवक्षयादर्शयति-सर्वप्रकारेति । इन्द्रियसंस्पृष्टस्थूलार्थाकारतया स्थूलत्वं वासनामयसूक्ष्माकारतया सूक्ष्मत्वं च ज्ञानानां सर्वप्रकारत्वम्। तेषामशेषविशेषविज्ञानानामुपरमो मुक्तावपि संभवतीत्येतदुक्तम्-बुद्धेरिति ।

અર્થ:—અવ્યાકૃત કે જે અનિર્વાચ્ય સ્વરૂપે છે, તેની આધિદૈવિકી અવસ્થાનુ વર્ણન કર્યા પછી હવે આધ્યાત્મિકી અવસ્થાનું એકત્વની વિવક્ષાવડે નિરૂપણ કરવામા આવે છે ઇન્દ્રિયને વિશે લાગેલ સ્થૂલ વિષયના આકારને લઇ સ્થૂલપણાનું જ્ઞાન કહેવાય છે. વાસનામય સૂક્ષ્માકારવડે સૂક્ષ્મત્વ જ્ઞાન કહેવાય છે આ રીતે અનેક પ્રકારના જ્ઞાનો કહેવાય છે અશેષરૂપ, વિશેષરૂપ તથા વિજ્ઞાનરૂપ અનેક પ્રકારના જ્ઞાનોનો નાશ મુકતાવસ્થામા હોય છે આ કારણથીજ કહ્યુ છે કે, બુદ્ધિની જે સ્થિતિ કારણ આત્માવડે છે, તે સુષુપ્ત સ્થાન છે.

## વાસનાવડે બુદ્ધિની ઉત્પત્તિ.

આનંદગિરિ વિવરણ:—

(११) अन्तःकरणस्य कारणाकाररूपेणावस्थानमवस्थान्तरेऽपि जागरितादावस्तीत्याद्यं विशेषणम् । किमिदं कारणात्मना बुद्धेरवस्थानं। किं कारणस्यबुद्धेश्चावस्थानम्।

किं कारणस्यैव तद्वासनावासितस्यैव पुनर्बुद्ध्युत्पादनयोग्यस्य। प्रथमेजागरितादेरविशेषे सुषुप्तिः स्यात्। द्वितीये बुद्धिग्रहण-मनर्थकमितिचेत्। नैवम्। बुद्धेर्यत्कारणं तस्यैवतद्वासनावासि-तस्य पुनर्बुद्ध्युत्पादनयोग्यस्य स्थितेरिष्टत्वादिति द्रष्टव्यम्।

અર્થ:—અંત કરણની સ્થિતિ પોતાના કારણના આકાર-રૂપે કહી રહેલ હોય છે જાગ્રત આદિ બીજી અવસ્થાને વિષે પણ આ રીતે છે. આ પ્રથમ વિશેષણ છે.

શિષ્ય:—બુધ્ધિની આ રીતની જે સ્થિતિ છે તે કારણ આત્માને લઈને છે ? અથવા તો કારણસ્વરૂપ બુધ્ધિનું આ અવસ્થાન છે ? આ કારણ વાસનાવડે આવૃત થયલુ હોય છે. વળી તે ફરી બુધ્ધિના ઉત્પાદનને યોગ્ય હોય છે હવે જો પ્રથમ પક્ષ લઈએ તો જાગરિતાદિની સુષુપ્તિ અવસ્થા અવિશેષરૂપે હોવી જોઈએ. જો બીજો પક્ષ લઈએ તો બુધ્ધિનું ગ્રહણ મિથ્યા છે.

ગુરૂ—આ રીતે નથી. બુધ્ધિનુ જે કારણ હોય છે, તેજ વાસનાવડે આવૃત હોય છે તથા ફરી બુધ્ધિની ઉત્પત્તિ કરવાને યોગ્ય સ્થિતિવાળું હોય છે.

## અવ્યાકૃત, સુષુપ્તિ, અભિમાની મકારરૂપે.

આનંદગિરિ વિવરણ—

(૧૨) संप्रत्यव्याकृताभिमानि नान्तर्यामिणा सहैकत्वं सुषुप्त्यभिमानिनः सिद्धवत्कृत्य तद्विषयसंज्ञाविशेषं व्यवहारलघुत्वार्थं निवेदयति—तदुभयेति।

प्राज्ञइति । प्रज्ञा चैतन्यम् । तत्प्रधानः पुरुषः प्राज्ञ शब्दार्थः ।तदुपाधिभूतकारणस्य तत्प्रकाश्यत्वेनोपसर्जनत्वात् , अव्याकृतं सुषुप्तिरुभयोरभिमानी चेति त्रितयं मकारान्तर्भूतत्वान्मिथो न पृथगित्यद्वैतमनुस्मरन्नाह एतत्त्रयं मकारः ॥

અર્થ —હવે અવ્યાકૃતના અભિમાનીરૂપ અંતર્યામીની સાથે સુષુપ્તિના અભિમાનીની સાથે એકતા છે એમ સિદ્ધ કર્યાપછી સુષુપ્તિના વિષય સબંધી સંજ્ઞાવિશેષને લઘુતા માટે નિરૂપણ કરવામા આવે છે જેમકે तदुभयेति. પ્રજ્ઞાનો અર્થ ચૈતન્ય છે. ચૈતન્ય પ્રધાનરૂપ પુરૂષ પ્રાજ્ઞ શબ્દના વિષયરૂપે છે. પ્રાજ્ઞની ઉપાધિરૂપ કારણુની પ્રકાશ્યરૂપે ઉત્પત્તિ થવાથી અવ્યાકૃત, સુષુપ્તિ અવસ્થા તથા તે બેઉનો જે અભિમાની, એમ ત્રણનો મકાર માત્રાને વિશે સમાવેશ થાય છે. આથી અકાર, ઉકાર તથા મકાર ત્રણે જૂદી જૂદી માત્રાએ। નથી. પણ કેવળ અદ્વૈતનું જ નિરૂપણ હોવાથી ત્રણે મકાર સ્વરૂપે કહેવાય છે.

(૧) રામતીર્થ ચંદ્રિકાઃ

## સુષુપ્તિ આત્માના અજ્ઞાનરૂપે

શિષ્ય—પૂર્વે કહેવામાં આવ્યું છે કે, જાગ્રત તથા સ્વપ્ન આ બે પ્રકારના પ્રપંચના કારણરૂપ સુષુપ્તિ અવસ્થા, આત્માના અજ્ઞાનસ્વરૂપે છે આ જે કહ્યુ છે તે અયુક્ત છે. કારણ કે શ્રુતિનો વિરોધ આવશે

ગુરૂ —આ જે શંકા છે તેનો પરિહાર કરવા માટે કહ્યું છે કે, જે અવ્યાકૃત સ્વરૂપે છે તે સુષુપ્તિ, નિદ્રા, માયા,

અવિદ્યા અથવા તો શકિત ઈત્યાદિ અનેક શબ્દવડે નિરૂપણ કરવામાં આવતું આત્માનું અજ્ઞાન છે

શિષ્ય-આ જે અજ્ઞાન આપ કહો છો, તે સત્સ્વરૂપે છે કે અસત્ સ્વરૂપે છે ? તે સત્ તેમજ અસતથી ભિન્ન છે અથવા તો અભિન્ન છે ? અથવા તો શુ ભિન્ન અભિન્ન બેઉ સ્વરૂપે છે ?

ગુરૂ-આ બાબતનું નિરાકરણ કરવું અશકય હોવાથી આ અવસ્થાને અનિર્વચનીય સ્વરૂપે જણાવવામા આવી છે. આથી સુષુપ્તિ સત્સ્વરૂપે નથી, એમ કહ્યુ છે

(૨) રામતીર્થ ચંન્દ્રિકાઃ-

## શું સત્ તેજ બ્રહ્મ ?

શિષ્ય-સ્થૂલ તથા સૂક્ષ્મના કારણરૂપે હોવાથી તેમજ વિષયની ક્રિયાના કારકરૂપે હોવાથી સત્વની કારણ દેહને વિશે પ્રાપ્તિ થાય છે.

ગુરૂ-તે તદન અયુકત છે. કારણ કે તેમ કહેવાથી આત્માવિશે જે અદ્વૈત ભાવ છે તેનો નાશ થશે અર્થાત્ દ્વૈત ભાવની પ્રાપ્તિ થશે આ બાબતનુ સ્પષ્ટીકરણ કરવા મૂળનુ વર્ણન કરવામા આવે છે.

શિષ્ય-સૃષ્ટિ ઉત્પન્ન થઇ તે પહેલા તે સત્સ્વરૂપે હતી, આ રીતે શ્રુતિ કેવળ સત્ માત્રનુજ વર્ણન કરે છે. પણ શ્રુતિ એમ નથી કહેતી કે, તે કેવળ બ્રહ્મસ્વરૂપે હતું. તો પછી સત્, સત્ સ્વરૂપ બ્રહ્મને વિશેજ રહે છે, એમ કેવી રીતે કહેવાય ?

ગુરૂ—આ માનવું ખોટું છે. છાંદોગ્યમાં કહ્યું છે કે, "सदेव सौम्य-હે સૌમ્ય ! પ્રથમ કેવળ સત્ સ્વરૂપે હતું, અહીંથી શરૂઆત કરી છેવટમા કહ્યુ છે કે तत्सत्य स आत्मा (છા ૬-૨-૨૦) તે સત્ય સ્વરૂપે છે તે આત્મસ્વરૂપે છે' આ પ્રમાણે ઉપસંહાર કરવામા આવ્યો છે, માટે બ્રહ્મને વિશેજ સત્ સ્વરૂપ છે, એમ નિશ્ચય થાય છે જ્ઞાન વસ્તુ સ્વરૂપે નાશ પામનારરૂપે નથી આત્માની સાથે જ્ઞાન જોડાયલુંજ છે. અર્થાત્ આત્મા સાથે જ્ઞાનના વિરોધરૂપ અજ્ઞાનનો અભાવ છે. જે વિરોધ રહેલ છે, તે કેવળ જ્ઞાન તથા અજ્ઞાનને વિશે છે. રજ્જુ તત્વનું જ્ઞાન જેવુ થાય છે, એટલે રજ્જુ તત્વના અજ્ઞાનનો નાશ થાય છે જો અજ્ઞાન પરમાર્થ રૂપે સત્ સ્વરૂપે હોય તો પછી જ્ઞાનવડે તેની નિવૃત્તિ થવી જોઇએ નહિ પણ જ્ઞાનવડે નિવૃત્તિ થાય છે. શ્રુતિમા કહ્યું છે કે, "भूयश्चान्ते विश्व माया निवृत्ति. (શ્વ. શ્વા. ૪, ૪૬) છેવટમા ફરી અખિલ માયાનો નાશ થાય છે." માટે અજ્ઞાન સત્ સ્વરૂપે નથી. હવે સત્વ તથા અસત્વ આ બેઉ પરસ્પર વિરુદ્ધ સ્વભાવવાળા છે. હવે સતનો નિષેધ કરવાથી બીજો પ્રકાર જે અસત્ છે તેની પ્રાપ્તિ થઇ જાય. પણ આ અસતનો પણ નિષેધ કરવામા આવે છે

(૩) રામતીર્થ ચંદ્રિકા:

## સત્ અસતથી શું ભિન્નરૂપે ?

ગુરુ—કારણ દેહ અસત્ સ્વરૂપે પણ નથી

શિષ્ય.—તે કેવી રીતે બને ?

ગુરૂ—જો કેવળ અસત્ સ્વરૂપે સુષુપ્તિ અવસ્થા હોય, તો હુ અજ્ઞ સ્વરૂપે હતો, આવી રીતની પ્રતીતિ થઇ જોઇએ નહિ. કોઇ પણ દિવસ શું આપણને એમ જાગ્રતાવસ્થામાં ભાસ થશે કે, શશલાને શિંગડા છે. નહિજ કારણ કે તે અત્યત વિરોધી છે.

શિષ્ય—અસત્વનો નિષેધ હોય તો સત્વરૂપે હોવું જોઇએ. વળી સત્વનો નિષેધ હોય તો તે અસત્વરૂપે હોવુ જોઇએ. આ બે પ્રકાર મૂકી ત્રીજો જ પ્રકાર અગીકાર કેવી રીતે થાય ?

ગુરુ—આ બીજો પ્રકાર દૃષ્ટાતવડે સિધ્ધ કરે છે. આ બેઉ ભાવોનો અન્યોન્યાભાવ, તે અન્યોન્યાત્મકપણુ છે. અન્યોન્યનો અભાવ, તે અન્યોન્યાત્મકતાનો અભાવ. આ બેઉ પ્રકારનો સ્વીકાર નહિ કરવાથી અતે પરિશેષરૂપ અન્ય પ્રકારનો સભવ છે.

## સત અસતના સમુચ્ચયથી શું ભિન્ન ?

### (૪) રામતીર્થ ચદ્રિકા

"અભાવ તથા અન્યોન્યાભાવને વિશે" આ રીતનો પાઠ હોય તો ત્યા સસર્ગાભાવ તથા અન્યોન્યાભાવનો નાશ કરનાર કોઇ જાણવો. જે અન્યોન્યા ભાવ છે તેને વિશે ઉભય વસ્તુથી વિલક્ષણ વસ્તુ અગીકાર કરવાને લીધે છે. જો કે ન્યાય શાસ્ત્રના મત પ્રમાણે ભાવ તથા અન્યોન્યાભાવને વિશે સંસર્ગાભાવ તથા અન્યોન્યાભાવનો જે ભેદક, તે સ્વરૂપથી ભિન્ન અન્યોન્યાભાવરૂપે નથી. છતા સ્વરૂપાત્મક ભેદનો

નહિ સ્વીકાર કરવાથી ભેદક સ્વરૂપે કોઈ એક આકાર ગ્રહણ કરવો જોઈએ. કારણ કે ભાવાભાવની અથવા બે પ્રકારના અભાવની અન્યથાપેક્ષા તથા અપેક્ષાને લીધે વિરૂદ્ધ ધર્મને વિશે ભેદ તથા સ્વરૂપને વિશે એકતા પ્રાપ્ત થાય છે.

શિષ્ય –સદસતનો જે સમુચ્ચય, તે અવ્યાકૃતરૂપે હોવો જોઈએ. આ સમુચ્ચય અનુપપન્ન નથી કારણ કે ત્રણ પ્રકારના દોષનું એકત્રપણુ છે જેમકે ત્રણ ગુણનો સમુચ્ચય તે પ્રકૃતિ કહેવાય સત્ તથા અસત્‌ના સમુચ્ચયને અવ્યાકૃતની પ્રાપ્તિ છે.

ગુરૂ –સંનિપાતાદિની માફક સમુચ્ચયનો સંભવ નથી. કારણકે સત્વ તથા અસત્વનુ પરસ્પર પ્રતિસ્પર્ધિપણુ છે એકજ વસ્તુ એકજ વખતે સત્ તેમજ અસત્ સ્વરૂપે બની શકે નહિ.

શિષ્ય–જ્યારે આ રીતે નથી તો કોઈ ચોથો જ પ્રકાર હોવો જોઈએ.

ગુરુ –ભેદ કોઇ સ્વરૂપે નથી. શુ ભેદ કોઈ વસ્તુરૂપે છે અથવા તો તે શું ધર્મ સ્વરૂપે છે ? ભેદ વસ્તુ સ્વરૂપે હોઇ શકે નહિ વસ્તુ તથા ધર્મનો જે ભેદ છે તે શું વસ્તુથી ભિન્ન સ્વરૂપે છે અથવા તો અભિન્ન સ્વરૂપે છે ? જો વસ્તુથી ભિન્ન સ્વરૂપે હોય તો તે પોતાની મેળે છે અથવા તો શુ બીજા ભેદને લઇને છે ? પોતાની મેળે ભિન્ન સ્વરૂપે સંભવી શકતુ નથી કારણ કે પોતાનોજ ભેદ્ય તથા ભેદકપણાવડે કર્મ તથા કર્તૃત્વના વિરોધનો પ્રસંગ આવી પડે છે તેજ પ્રમાણે અભિન્ન સ્વરૂપે પણ કહી શકાય નહિ. કારણકે તે

ભેદને વિશે પણ અન્ય ભેદને લઇ અનવસ્થા દોષની પ્રાપ્તિ થાય છે ધર્મત્વના વ્યાઘાત થવાથી બીજો પક્ષ પણ હોવાનો સંભવ નથી. માટે બીજા પરિશેષનો દોષ આવવાથી પોતાનાજ સ્વરૂપને વિશે રહે છે.

(૫) રામતીર્થ ચંદ્રિકા'-

ઘટ તથા પટના ભેદનું સ્વરૂપ અભિન્નરૂપે હોવાથી ઘટરૂપે હોય અથવા તો પટસ્વરૂપે હોય પણ તેથી ભિન્ન ભેદ હોતો નથી. આ અવસ્થા સતની સાથે જોડાયેલ હોવાથી જ્ઞાન વિના તેની પ્રાપ્તિ થવી જોઇએ નહિ વળી જો તે અવસ્થા અસતની સાથે જોડાયેલ હોય તો અપરોક્ષ પ્રતિભાસની પ્રાપ્તિ થવી જોઇએ નહિ સત્ તથા અસત્ જે બે વિરોધવાળા છે, તેની એકતાનો અભાવ હોવાથી સમુચ્ચયનો અસંભવ છે. જો આ રીતે હોય તો અવ્યાકૃતની સાથે તે અવસ્થા જોડાયેલ હોવી જોઇએ. ભિન્ન પક્ષવાળી વ્યાખ્યા તિરોહિત અર્થવાળી હોતી નથી

શિષ્ય –કોઇપણ કારણને લઇ પદનુ શુ વ્યર્થપણું છે ?

ગુરૂ –સત્આદિ અન્યતમથી ભિન્ન સ્વરૂપે નથી, અભિન્નરૂપે નથી, તેમજ ભિન્નાભિન્ન સ્વરૂપે પણ તે અવસ્થા નથી.

શિષ્ય –સત્ તેમજ અસત્ સ્વરૂપવાળા પ્રકારોવડે નિર્ણય કરવો અશકય હોવાથી અવ્યાકૃતની અનિર્વચનીયતા સિદ્ધ થવી જોઇએ નહિ કોઇ ભિન્ન પ્રકારને ગ્રહણ કરી અનિર્વચનીયતા કરીએ તો થઈ શકે કે નહિ ?

## અવયવીને વિશે નિત્યતાનો અભાવ.

(૬) રામતીર્થ ચંદ્રિકા -

ગુરૂ -જે વસ્તુ અવયવથી યુક્ત છે તે વસ્તુ અવયવ યુક્ત હોવાથી પરતંત્રરૂપે છે તથા તેમ હોવાથી તે નિત્ય-પણાથી રહિત છે આથી તે મૂળ કારણરૂપે નથી જેમકે माया तु प्रकृतिं (શ્વેતા૦ ૪, ૧૦) માયાને પ્રકૃતિરૂપે જાણવી. આથી તેમા દૂષણ આવે છે. આ અવસ્થામા નિરવયવપણુ નથી. નિરવયવનો જે અભાવ છે તેને વિશે નીચે પ્રમાણે કારણ છે. અવયવથી યુક્ત આકારવડે પ્રતીતિવાળા કાર્યનું કારણ નિરવયવરૂપે થવા યોગ્ય નથી

## આત્મામાં અવયવનો અભાવ.

(૭) રામતીર્થ ચંદ્રિકા -

શિષ્ય -કાર્યાનુસારવડે અવ્યાકૃત સાવયવરૂપે છે

ગુરૂ -અવ્યાકૃત સાવયવરૂપે નથી તે સંબંધી દૂષણ દર્શાવવામા આવે છે

શિષ્ય -કાર્યનું જ્યારે સાવયવપણુ છે તો પછી કારણ નિરવયવસ્વરૂપે કેવી રીતે કહેવાઇ શકે ?

ગુરૂ -પરમાણુની માફક કારણ નિરવયવસ્વરૂપે છે.

શિષ્ય -તેમ કેવી રીતે બને ?

ગુરૂ -તમોએ જ સ્વીકાર કર્યો છે કે, અવ્યાકૃતને નિરવયવપણુ છે કાર્ય સાવયવસ્વરૂપે છે, આ રીતનો નિર્ણય હોવાથી આમ શંકા થાય છે, પણ તે નિર્ણય યોગ્ય નથી.

કારણકે જે પ્રતીતિ થાય છે તે સ્વપ્નવત્ હોય છે. વળી સ્વપ્નને આરોપપણુ છે. આરોપનો આશ્રય જેને વિશે છે તે વાસ્તવિકરીતે સાવયવરૂપે છે, એમ હોઇ શકે નહિ. અનેક પ્રકારના પૂર્વાપરના ભ્રમને લઈ સાવયવપણાની જે કલ્પના થાય છે, તે કલ્પના ઉત્તરોત્તરની પ્રાપ્તિને લઈને છે માટે વાસ્તવ સ્વરૂપે સાવયવપણુ નથી

## અનિર્વચનીયનું સ્વરૂપ

### (૮) રામતીર્થ ચ દ્રિકા

શિષ્ય–વસ્તુ સિધ્ધિલક્ષણ તથા પ્રમાણવડે હોય છે કેવા પ્રકારવડે તે નિર્વચનને અયોગ્ય છે? જો કે ઉક્ત પ્રકારવડે નિર્વચનનો અસ ભવ છે, છતા ભિન્ન પ્રકારવડે નિર્વચનપણુ છે

ગુરૂ–આ સ બ ધી ખુલાસો નીચે પ્રમાણે છે અવ્યાકૃતનુ લક્ષણ એ છે કે, જે વસ્તુને વિશે જ્ઞાનનો અભાવ છે. આ અવ્યાકૃત, પૂર્વોક્ત રીત પ્રમાણે નિર્વચનને અયોગ્ય હોવા છતા, નિર્વચનીયરૂપેજ છે આમા અતિવ્યાપ્તિ પણ નથી. કારણ કે જે અનિર્વચનીય છે, તેને પોતાના સ્વરૂપના વ્યકતપણાનો અભાવ હોય છે વળી તેને વિશે અવ્યાપ્તિ પણ નથી. કારણ કે પર્વતાદિને વિશે અવિદ્યા કાર્યરૂપ હોવાથી અવિદ્યાત્મકપણુ છે. વળી તેમા અસ ભવની પણ પ્રાપ્તિ નથી જ્ઞાન તથા અજ્ઞાન બેઉ વિરોધી છે. આ અજ્ઞાનનો નાશ જ્ઞાનને લઇને થાય છે. અહીં જ્ઞાન શબ્દવડે અ તઃકરણની વૃત્તિ કહેવાય છે. પણ તેથી તે નિર્વચનરૂપે નથી.

## જ્ઞાન તથા કર્મમાં વિલક્ષણતા.

(૯) રામતીર્થ ચંદ્રિકા-

શિષ્ય-ઠીક ત્યારે, ઘટાદિના આલંબનસ્વરૂપે તો જ્ઞાન ખરૂં કે નહિ?

ગુરૂ-ના, તેમ નથી. શ્રુતિમાં કહ્યું છે કે, "**ब्रह्मविदाप्नोति परम्** (तै. २, १, १), **ब्रह्म वेद ब्रह्मैव भवति।** (मु. ३, २, ९), **भिद्यते हृदयग्रंथि** (मु. २, २, ८).

**અર્થ:**—બ્રહ્મને જાણવાવાળો મોક્ષને પ્રાપ્ત થાય છે જે બ્રહ્મને જાણે છે તે બ્રહ્મ સ્વરૂપે થાય છે જેને જ્ઞાન પ્રાપ્ત થયલું હોય છે તેના હૃદયના બંધનનો નાશ થાય છે." આ શ્રુતિઓવડે સંસારના નાશના સાધનરૂપે બ્રહ્મજ્ઞાન છે, એમ નિશ્ચય થાય છે.

શિષ્ય-પણ જ્ઞાન તથા કર્મના જેઓ સમુચ્ચયવાદીઓ છે તેઓ નીચે પ્રમાણે શંકા કરે છે-કેવળ જ્ઞાન માત્રથીજ મોક્ષની પ્રાપ્તિ થાય છે અથવા તો શું તેમાં કર્માદિની અપેક્ષા રહે છે?

ગુરૂ-મોક્ષનો અર્થ સુખવિશેષ છે આ સુખ જ્ઞાન માત્રથી જો કે ઉત્પન્ન થાય છે, છતાં કર્મ સહિત જ્ઞાનવડે જે સુખ થાય છે તે અધિક છે જે રીતે કેવળ અગ્નિષ્ટોમ માત્રવડે જો કે સ્વર્ગની ઉત્પત્તિ થાય છે, છતાં વાજપેય સહિત જે સ્વર્ગ સુખ થાય, તે અધિક છે તેની માફક આ પણ છે

શિષ્ય-જો જ્ઞાન તથા કર્મનો સમુચ્ચય હોય તો તે પ્રમાણે થઇ શકે. પણ તે રીતનો સંભવ છે કે નથી, તે જોવાનું છે.

ગુરૂ -તે રીતનો સંભવ નથી. જ્ઞાન તથા કર્મ આ બેઉના અધિકારીઓ વિરૂદ્ધ ધર્મવાળા છે. માટે સમુચ્ચયનો સંભવ નથી વળી મોક્ષ વસ્તુવડે કોઇ ફળની પ્રાપ્તિ થતી હોય તો કર્મવડે ઓછી તથા મોક્ષવડે વધારે, એમ થઇ શકે, પણ તે રીતે છે નહિ અહીં મોક્ષનુ જે ફળ છે તે કૈવલ્યની એટલે કે નિત્ય આત્મસ્વરૂપવાળા કેવળ આત્મસ્વરૂપની પ્રાપ્તિ હોય છે.

## બુદ્ધિનું કારણ સાથે જોડાવુ તે સુષુપ્તિ.

### (૧૦) રામતીર્થ ચંદ્રિકા-

શિષ્ય —આત્મ સ્વરૂપનો અર્થ એ કે, અવ્યાકૃતની આધિદૈવિકી અવસ્થા. વળી સુષુપ્તિ એ કે, અવ્યાકૃતની અધ્યાત્મિકી અવસ્થા

ગુરૂ -સુષુપ્તિ એ અવ્યાકૃતની અવસ્થા છે, એમ કહેવાથી અવ્યાકૃત તેજ સુષુપ્તિ થશે તથા તે અયુકત છે.

શિષ્ય -આ પ્રમાણે કહેવાનુ કારણ એ કે, કાર્ય તથા કારણ આ બેઉને વિશે અત્યંત ભેદનો અભાવ છે

ગુરૂ -સર્વ પ્રકારના જ્ઞાનનો નાશ,તે સુષુપ્તિ અવસ્થા છે.

શિષ્ય -સર્વ પ્રકારવડે શી વસ્તુ ગ્રહણ કરવી ?

ગુરુ -સુષુપ્તિમા વિષય સહિત પ્રતીતિનો નાશ છે, એમ કહેવાથી જાગ્રત તથા સ્વપ્ન આ બેઉ અવસ્થાની અતિવ્યાપ્તિનો સંભવ રહેતો નથી તેજ પ્રમાણે મુકિત આદિ જે ચોથી અવસ્થા છે તે પણ જાગ્રત સ્વપ્નથી જૂદી પડે છે. આ રીતે હોવાથી બુધ્ધિની કારણાત્માવડે જે સ્થિતિ, તે સુષુપ્તિ છે. આ પ્રમાણેનુ સુષુપ્તિનુ લક્ષણ છે.

## સુષુપ્તિનો નાશ થવાનુ કારણ

### (૧૧) રામતીર્થ ચંદ્રિકા-

શિષ્ય-બુદ્ધિની કારણ સ્વરૂપ આત્માની સાથે જે સ્થિતિ તે સુષુપ્તિ, એમ કહેવાથી વિશેષ રહિત સર્વે કાર્યોની સ્થિતિ કારણસ્વરૂપ આત્મા સાથે હોય છે વળી પ્રલયમા અર્થાત્ મોક્ષાવસ્થામા પણ તેજ પ્રમાણે હોય છે તો પછી એઉ અવસ્થાઓમા ભિન્નતા કેવી રીતે જાણવી ?

ગુરૂ-આજ કારણને લઇ 'બુધ્ધિની કારણ સ્વરૂપ આત્મા સાથે સ્થિતિ" એમ બુદ્ધિરૂપ વિશેષણ આપ્યુ છે. તેમ છતાં સર્વનો જેને વિશે સમાવેશ થાય છે એવી બુધ્ધિનો પ્રલય થવા છતા તે બુધ્ધિની કારણાત્માવડે સ્થિતિ છે, એમ જો માનીએ તો સુષુપ્તિ તથા મોક્ષ આ બે અવસ્થા જૂદી પડે સર્વ પ્રકારના કાર્યોની વાસનાવડે વાસિત થયેલ કારણની સ્થિતિ હોય છે, પણ કેવળ બુદ્ધિવિશેષની વાસનાવડે વાસિત થયેલ કારણ અવસ્થાની સ્થિતિ સુષુપ્તિમા હોતી નથી આથી તે વાસના બુધ્ધિને એકદમ જાગૃત કરે છે. આ રીતે માનવાથી સુષુપ્તિનો પરિહાર કરવામા આવે છે આમ હોવાથી સુષુપ્તિમાથી જલદી બુદ્ધિને જાગૃત કરવા વાસના હોય છે. અહીં મૂળમા જે અવ્યાકૃતનો અભિમાની કહ્યો છે, તે વડે ઇશ્વરને ગ્રહણ કરવા. કારણ કે શ્રુતિમા કહ્યુ છે કે, एष सर्वेश्वर एषोऽन्तर्यामी (મુ ૬૦૬)જે આ અંતર્યામી સ્વરૂપે છે તેજ સર્વના ઇશ્વર સ્વરૂપે છે. આ રીતે જીવ ઇશ્વરની એકતા સ્વરૂપને લઇને છે, પણ ઉપાધિને લઇને નથી.

## વિરાટ્ આત્મામાં શુ ત્રણ અવસ્થા ખરી ?

(૧૨) રામતીર્થ ચંદ્રિકા -

સુષુપ્તિનો જે અભિમાની આત્મા, તે પ્રાજ્ઞ આત્મા કહેવાય છે

શિષ્ય -જ્યારે પ્રાજ્ઞને ઉપાધિ હોવાથી તેને વિશે ઉપાધિનુ પ્રધાનપણું રહેલ છે, તો પછી પ્રાજ્ઞને વિશે ચૈતન્યનુ પ્રાધાન્યત્વ કેવી રીતે કહેવાય ?

ગુરૂ -ઉપાધિ સ્વરૂપ કારણની ઉત્પત્તિ પ્રાજ્ઞની પ્રકાશ્ય-પણાને લઈ છે. વિરાટઆદિને વિશે અકારાદિ આત્માનો નાશ છે, એમ કહેવુ યોગ્ય નથી. કારણ કે તેમ કહેવામા કશુ પ્રમાણ નથી વળી ઉપનિષદમા નીચે પ્રમાણે પ્રમાણ આપેલછે - "स्थूलभुग्वैश्वानर प्रथम पाद । प्रविविक्तभुक्तैजसो द्वितीय: पाद । आनदभुक्चेतो मुख प्राज्ञ तृतीय पाद (માડૂ૦ ૧, ૫) સ્થૂલ વિષયને ભોગવનાર અકાર સ્વરૂપ વૈશ્વાનર વિરાટ આત્માના પ્રથમ પાદસ્વરૂપે છે, સૂક્ષ્મ વિષયને ભોગવનાર ઉકાર સ્વરૂપ તૈજસ વિરાટ આત્માના દ્વિતીયપાદ સ્વરૂપે છે, આનદ વિષયને ભોગવનાર મકાર સ્વરૂપ ચૈતન્યના પ્રધાન-રૂપ પ્રાજ્ઞ વિરાટના તીજા પાદસ્વરૂપે છે"

શ્રી રામદાસ બાવાએ સુષુપ્તિ અવસ્થા સબધી નીચે પ્રમાણે કહ્યુ છે -

त्रीजो कारणदेह अज्ञान, तेनो तुं द्रष्टा पोते स्वरूपज्ञान॥
तेथी विलक्षण तुं आत्मा जाण, ते तुं नहि अनुभव
प्रमाण ॥ १६ ॥

सुषुप्ति अवस्था हृदयस्थान, पश्यंतीवाचा आनंदयोग जाण॥
द्रव्यशक्ति तमोगुण मान, मकार मात्रा प्राज्ञ अभिमान
॥ १७ ॥

ए कारण देहनां आठ तत्त्व कही, बीजां तत्त्व एमां नहि॥
तुं एनो साक्षी सच्चिदानंद, नित्य निरंतर परमानंद ॥१८॥

અર્થ:-પ્રથમ સ્થૂલ દેહ અર્થાત્ જાગ્રત અવસ્થા છે, બીજો સૂક્ષ્મ દેહ અર્થાત્ સ્વપ્નાવસ્થા છે તથા ત્રીજો કારણ દેહ અર્થાત્ સુષુપ્તિ અવસ્થા છે આ પણ અજ્ઞાન સ્વરૂપે છે આ કારણ દેહથી પણ ભિન્ન આત્મા છે, એમ તુ અનુભવવડે જાણી લે. (૧૬)

આ કારણદેહને વિશે અવસ્થા સુષુપ્તિ એવા નામવાળી છે. તેમા પશ્યંતી નામની વાણી છે, તેમા ભોગ, આનંદ એવા નામવાળો છે, શક્તિ દ્રવ્યરૂપે છે, ગુણ તમ સ્વરૂપે છે, માત્રા મકારરૂપછે તથા આ સર્વનો અભિમાની મકાર માત્રારૂપે છે (૧૭)

આ પ્રમાણે કારણ દેહના અર્થાત્ સુષુપ્તિ અવસ્થાના આઠ તત્વો કહેવાય છે આ સિવાય બીજા તત્વો આ મકાર માત્રાને વિશે નથી. તુ કે જે જીવસ્વરૂપે છે તે સાક્ષીરૂપે તથા સચ્ચિદાનંદ સ્વરૂપે છે વળી આ જીવ નિત્ય સ્વરૂપે, નિરંતરરૂપે અર્થાત કોઇ રીતના અંતરથી રહિત તેમજ પરમાનંદ સ્વરૂપે છે. (૧૮)

આ પ્રમાણે ૐકારની મકાર માત્રાનું વર્ણન કર્યા પછી અર્ધમાત્રા, જે અનિર્વચનીય સ્વરૂપે છે, તે સંબંધી શ્રી શંકર ભગવાન્ નીચે પ્રમાણે જણાવે છે.-

## ૐકાર અહંસ્વરૂપે

શંકરાચાર્ય વિવરણ-

अकार उकारे, उकारो मकारे मकार ॐकारे, ॐ कारोऽहमेव ।

અર્થ -અકારને ઉકારને વિશે, ઉકારનો મકારને વિશે તથા મકારનો ૐકાર વિશે લય કરવો. વળી ૐકાર સ્વરૂપે હું પોતે અર્થાત્ પરબ્રહ્મ સ્વરૂપે છું

## મોહથી ભિન્નતા.

સુરેશ્વરાચાર્ય વાર્તિક-

विश्वतैजससौषुप्त विराट् सूत्राक्षरात्मभिः ।
विभिन्नमिव संमोहादेकतत्त्वं चिदात्मकम् ॥ ४४ ॥
विश्वादिकत्रयं यस्मा द्वैराजादि त्रयात्मकम् ।
एकत्वेन समं पश्ये दन्याभावप्रसिद्धये ॥ ४५ ॥
ॐकार मात्र मखिलं विश्वप्राज्ञादिलक्षणम् ।
वाच्यवाचकताभेदाद्भेदेनानुपलब्धितः ॥ ४६ ॥
अकारमात्रं विश्वं स्या दुकारस्तैजसः स्मृतः ।
प्राज्ञो मकार इत्येवं परिपश्येत्क्रमेण तु ॥ ४७ ॥
समाधिकालात्प्रागेवं विचिन्त्यातिप्रयत्नतः ।
स्थूल सूक्ष्मक्रमात्सर्वं चिदात्मनि प्रविलापयेत् ॥ ४८ ॥
अकारं पुरुषं विश्वमुकारे प्रविलापयेत् ।
उकारं तैजसं सूक्ष्मं मकारे प्रविलापयेत् ॥ ४९ ॥
मकारं कारणं प्राज्ञं चिदात्मनि प्रविलापयेत् ।

શબ્દાર્થ–વિરાટ્ સ્વરૂપને લઈ વિશ્વ અવસ્થા છે, સૂત્રાત્માને લઈ તૈજસ અવસ્થા છે તથા અક્ષરાત્માને લઈ સૌષુપ્ત અવસ્થા છે આવી રીતની જે ભિન્ન ભિન્ન અવસ્થાઓ છે, તેથી મોહને લીધે અર્થાત્ અજ્ઞાનને લઈ જાણે ભિન્ન ભિન્ન તત્ત્વ હોય તેમ ભાસ થાય છે બાકી ખરી રીતે જોતા ચિદાત્મક સ્વરૂપ એકજ પ્રકારના તત્વરૂપે છે (૪૪)

અર્થઃ-વિરાટ્, સૂત્રાત્મા તથા અક્ષરાત્મા આમ ત્રણ પ્રકારના આત્માવાળી વિશ્વ, તૈજસ તથા પ્રાજ્ઞ આદિ ત્રણ અવસ્થાઓ જેમાથી થયલી છે, તેનો સાક્ષાત્કાર સમરૂપે અર્થાત્ આ અવસ્થાઓ ભિન્ન નથી, પણ કેવળ એકજ સ્વરૂપે છે એમ માની કરવો જોઈએ આત્માને વિશે કોઈ પણ પ્રકારની ભિન્નતાનો અભાવ રહેલ છે (૪૫)

અર્થઃ-વિશ્વ, પ્રાજ્ઞ તથા ચૈતન્ય અવસ્થાવાળુ જે કાંઈ સઘળુ છે તે સર્વ કેવળ ૐકાર સ્વરૂપેજ છે જે કાંઈ તેમા ભેદભાવ જોવામા આવે છે, તે વાચ્ય તથા વચકના ભેદને લઈ છે (કારણ કે વાચ્ય, વાચક તથા વચન આ રીતની ત્રિપુટી કેવળ એકજ સ્વરૂપે છે જયારે આ રીતે ભેદનો અભાવ છે તો પછી બોલનાર કોણ રહ્યો, બોલવાનું શું રહ્યુ તથા બોલવા યોગ્ય વસ્તુ પણ કયા રહી? (૪૬)

અર્થ–ૐકારમા જે અકાર માત્રા છે તે વિશ્વસ્વરૂપે છે એમ જાણવી. તેમા જે બીજી ઉકાર માત્રા રહેલ છે તે તૈજસ સ્વરૂપે જાણવી. વળી ત્રીજી માત્રા જે મકાર છે તે પ્રાજ્ઞ સ્વરૂપે જાણવી. આ રીતે ક્રમે કરી સર્વ માત્રાઓને જાણવી. (૪૭)

અર્થ –અત્યંત પ્રયત્નવડે સમાધિકાળ પ્રાપ્ત થવા પહેલાં આ પ્રમાણે ચિંતન કરવુ જોઈએ. પ્રથમ સ્થૂલ તથા સૂક્ષ્મના ક્રમવડે સર્વનો લય પરબ્રહ્મ પરમાત્માને વિશે કરવો જોઈએ (૪૮)

અર્થ –અકાર, જે પુરૂષ સ્વરૂપે છે તથા જે વિશ્વસ્વરૂપે છે, તેનો લય ઉકારને વિશે કરવો જોઈએ વળી ઉકાર જે તૈજસ સ્વરૂપે છે તથા જે સૂક્ષ્મસ્વરૂપે કહેવાય છે તેનો લય મકારને વિશે કરવો જોઈએ (૪૯)

અર્થઃ–તેજ પ્રમાણે મકાર, જે કારણ સ્વરૂપે છે તથા જે પ્રાપ્ત સ્વરૂપે છે, તેનો લય ચિદાત્મામા કરવો જોઈએ.

## સમાધિનું સ્વરૂપ

શંકરાચાર્ય વિવરણઃ-

अहमात्मा साक्षी केवलश्चिन्मात्रस्वरूपः, नाज्ञानं नापि तत्कार्यम्। किन्तु नित्यशुद्धबुद्धमुक्तसत्यस्वभावं परमानन्दाद्वयं प्रत्यग्भूतचैतन्यं ब्रह्मैवाहमस्मीत्यभेदेनावस्थानं समाधिः। "तत्त्वमसि" (छान्दो० ६, ८, ७) "ब्रह्माहमस्मि" ( परमहंस० ३ ) "प्रज्ञानमानंदं ब्रह्म" (बृ० ३, ९), "अयमात्माब्रह्म" (बृह० २, ५, १९) इत्यादि श्रुतिभ्यः॥ इति पंचीकरणं भवति॥

અર્થ –હુ આત્મસ્વરૂપે, સાક્ષી સ્વરૂપે, કેવલ સ્વરૂપે તથા ચિન્માત્ર સ્વરૂપે છુ હુ પોતે અજ્ઞાન સ્વરૂપે તેમજ અજ્ઞાનના કાર્યસ્વરૂપે નથી પણ હુ પોતે નિત્યરૂપે, શુધ્ધ-સ્વરૂપે, બુધ્ધ સ્વરૂપે, મુક્ત સ્વરૂપે તથા સત્ય સ્વભાવ સ્વરૂપે

છું. વળી હું પરમાનંદ સ્વરૂપે, અદ્વયરૂપે, પ્રત્યકરૂપે થયેલ ચૈતન્ય સ્વરૂપે છુ. હુ પોતે જ પરબ્રહ્મ સ્વરૂપે છુ. આ રીતે અભેદ ભાવવડે જે સ્થિતિ થવી, તે સમાધિ કહેવાય છે. છાંદોગ્યના ૬ ઠ્ઠા પ્રપાઠકના ૮મા ખંડના ૭મા મંત્રમા શ્વેતકેતુને તત્ત્વમસિનો ઉપદેશ આપેલ છે અર્થાત્ "જીવ ઇશ્વર એકજ સ્વરૂપે છે" "હુ પોતે પરબ્રહ્મ પરમાત્મ સ્વરૂપે છુ". (પરમ હ૦ ૩) "હુ પ્રજ્ઞાનરૂપે, આનંદરૂપે તથા બ્રહ્મ રૂપે છું. (એ૦ બ્રા૦ ૩, ૯), આ આત્મા બ્રહ્મ સ્વરૂપે છે" બૃ૦ ૨, ૫, ૧૯) આ રીતના જે શ્રુતિના વચનો છે તે વડે અભેદ ભાવની પ્રાપ્તિ થાય છે આ રીતે શંકરાચાર્યવડે રચાયેલ પંચીકરણ સમાપ્ત થાય છે.

## આત્મસાક્ષાત્કારયુક્તની સ્થિતિ.

સુરેશ્વરાચાર્ય વાર્તિક-

चिदात्माहं नित्य शुद्ध बुद्ध मुक्त सदद्वयः ॥ ५० ॥
परमानंद संदोह वासुदेवोऽहमोमिति ।
ज्ञात्वा विवेचकं चित्तं तत्साक्षिणि विलापयेत् ॥ ५१ ॥
चिदात्मनि विलिनंच तच्चित्तं नैव चालयेत् ।
पूर्णबोधात्मनासीत पूर्णाचलसमुद्रवत् ॥ ५२ ॥

અર્થ-હુ પોતેજ ચિદાત્મકરૂપે છુ, વળી હુ પોતે નિત્યસ્વરૂપે, શુધ્ધ સ્વરૂપે, બુધ્ધ સ્વરૂપે, મુકત સ્વરૂપે, સત્ સ્વરૂપે તથા અદ્વયસ્વરૂપે છુ. (૫૦)

શબ્દાર્થ -હું પોતે પરમ આનંદ સ્વરૂપની સાથે જોડાયેલ છુ હુ વાસુદેવરૂપે તેમજ ૐકાર સ્વરૂપે છુ આવી રીતના સ્વરૂપને વ્યકત કરવાવાળું જે ચિત્ત છે, તે ચિત્તનો સાક્ષીરૂપ આત્માને વિશે લય કરવો (૫૧)

શબ્દાર્થ -જે સમયે ચિત્તનો લય ચિત્ સ્વરૂપ આત્માને વિશે થાય છે તે સમયે ચિત્ત સ્થિર થવાથી તે જરા પણ ચલાયમાન થતું નથી. જેમ સમુદ્ર પૂર્ણ તથા અચળ સ્વરૂપે રહેલ હોય છે તેની માફક ચિત્ત પૂર્ણ અજ્ઞાન સ્વરૂપે રહેલ હોય છે (૫૨)

## સમાધિયુકત ચિત્તવાળાની સ્થિતિ.

સુરેશ્વરાચાર્ય વાર્તિક -

एवं समाहितो योगी श्रद्धा भक्ति समन्वितः ।
जितेन्द्रियो जितक्रोधः पश्येदात्मान मद्वयम् ॥ ५३ ॥
आदिमध्यावसानेषु दुःखं सर्वमिदं यतः ॥
तस्मात्सर्वं परित्यज्य तत्त्वनिष्ठो भवेत्सदा ॥ ५४ ॥

શબ્દાર્થ -આ રીતે યોગી પૂર્ણ સમાધિથી જોડાયલો થાય છે, તેમજ શ્રધ્ધા તથા ભક્તિવડે યુકત થાય છે, ઈન્દ્રિયોના નિગ્રહવાળો બને છે, ક્રોધને જિતવાવાળો થાય છે ત્યારે તે પુરૂષને અદ્વય એવા પરમાત્મ સ્વરૂપનો આત્મસાક્ષાત્કાર થાય છે (૫૩)

શબ્દાર્થ -આ સર્વ જે કાંઈ દૃશ્ય વસ્તુ છે, તે આદિમા, મધ્યમા તેમજ છેવટમા દુખ સ્વરૂપે છે માટે તે સર્વ દૃશ્ય વસ્તુનો ત્યાગ કરવો જોઈએ યોગીએ તેમ કર્યા પછી સર્વદા તત્વનેવિશે કુશળ થવું જોઈએ. (૫૪)

## જીવન્મુક્તની સ્થિતિ.

સુરેશ્વરાચાર્ય વાર્તિક—

यः पश्येत्सर्वगं शान्तमानन्दात्मानमव्ययम् ।
न तेन किञ्चिदाप्तव्यं ज्ञातव्यं वावशिष्यते ॥ ५५ ॥
कृतकृत्यो भवेद्विद्वा जीवन्मुक्तो भवेत्सदा ।
आत्मन्यारूढभावस्तु जगदेतन्न वीक्षते ॥ ५६ ॥
कदाचिद्व्यवहारेषु द्वैतं यद्यपि पश्यति ॥
बोधात्मव्यतिरेकेण न पश्यति चिदन्वयात् ॥ ५७ ॥
किन्तु पश्यति मिथ्येदं दिङ्मोहेन्दुविभागवत् ।
प्रतिभासशरीरःस्यात्तदा प्रारब्धसंचयात् ॥ ५८ ॥

શબ્દાર્થ.—જે પરબ્રહ્મ સર્વ વસ્તુને વિશે વ્યાપી રહેલ છે, જે શાંત સ્વરૂપે છે, જે બ્રહ્મ આનંદ સ્વરૂપે છે તથા જે ક્ષયથી રહિત સ્વરૂપે છે અર્થાત્ જે પૂર્ણ સ્વરૂપે સર્વદા રહે છે તે પર બ્રહ્મનો જેને આત્મ સાક્ષાત્કાર થાય છે તેને પછી બીજી કોઇપણુ વસ્તુ મેળવવા યોગ્ય રહેતી નથી. તેજ પ્રમાણે આત્મસાક્ષાત્કાર પછી કશી પણ વસ્તુ તેને જાણુવાની બાકી રહેતી નથી (૫૫)

શબ્દાર્થ—આવા પ્રકારનો જે જ્ઞાની છે તે સર્વદા કૃતકૃત્ય છે અર્થાત્ તેણે મેળવવા યોગ્ય વસ્તુને મેળવી ચૂકેલ છે, તે હમેશા જીવન્મુક્ત સ્વરૂપે રહે છે તે પોતે એમ જાણે છે કે જે કાંઇ ભાવ થાય છે તે પરમાત્મા-સ્વરૂપે છે તથા તેને વિશે રહેલા છે આ જગતને વિશેષે કરી પરમાર્થ સ્વરૂપથી ભિન્ન સ્વરૂપે તે જોતો નથી. (૫૬)

શબ્દાર્થ—કેટલીકવાર વ્યવહારોને વિશે દ્વૈત ભાવનો ભાસ થાય છે, પણ જીવન્મુક્તાવસ્થાવાળો કોઈ પણ વ્યવહારને જ્ઞાન સ્વરૂપથી ભિન્ન સ્વરૂપે જોતો નથી, પણ અખિલ જગત્ ચૈતન્યથી યુક્ત છે એમ તે જૂવે છે. (૫૭)

શબ્દાર્થ—આવો જીવન્મુક્તાવસ્થાવાળો મનુષ્ય વિવર્ત યુક્ત આ સર્વ દૃશ્યમાન વસ્તુ મિથ્યારૂપે છે એમ તે જૂવે છે જે રીતે દિશાને વિશે ભ્રમ થવાથી ચન્દ્રમામાં વિભાગ મિથ્યારૂપે છે, તે રીતે સર્વ વ્યવહાર મિથ્યારૂપે છે એમ તે માને છે. આ સમયે પ્રારબ્ધના યોગને લઈ તે પ્રાતિભાસિક શરીરવાળો થાય છે. (૫૮)

## ચૈતન્યસ્વરૂપ

સુરેશ્વરાચાર્ય વાર્તિક—

"तस्य तावदेव चिर" मित्यादि श्रुतिरब्रवीत् ।
प्रारब्धस्यानुवृत्तिस्तु युक्तस्याभासमात्रतः ॥५९॥
सर्वदा मुक्त एव स्याज्ज्ञाततत्वः पुमानसौ ।
प्रारब्धशेषयोगस्य संक्षये तदनंतरम् ॥६०॥
अविद्यातिमिरातीतं सर्वाभासविवर्जितम् ।
चैतन्यममलं शुद्धं मनोवाचामगोचरम् ॥६१॥

શબ્દાર્થ—છાંદોગ્યના છઠ્ઠા પ્રપાઠકના ૧૪મા ખંડના ૩જા મંત્રમાં કહ્યું છે કે, तस्य तावदेव चिरम् અર્થ—અવિદ્યાના બંધનમાંથી મુક્ત આચાર્યવાન બ્રહ્મનિષ્ઠની સ્થિતિ જ્યાં સૂધી દેહનો નાશ નથી થતો ત્યાંસૂધી હોય છે. પણ દેહપાત

થાય કે, તરત વિદેહમુક્ત થાય છે, આ પ્રમાણે શ્રુતિ કહે છે. જે જીવનમુક્તાવસ્થાને પામેલ છે તેને કેવળ આભાસ માત્રવડે પ્રારબ્ધકર્મનો ભોગવટો છે. (૫૯)

શબ્દાર્થ-જેને તત્વજ્ઞાનની પ્રાપ્તિ થયલી છે, એવો મનુષ્ય સર્વદા પ્રારબ્ધશેષના ભોગનો નાશ થવા પછી હમેશને માટે મુક્તસ્વરૂપવાળોજ છે (૬૦)

શબ્દાર્થ-જે ચૈતન્ય સ્વરૂપને તે પામે છે તે અવિદ્યા તથા તિમિરથી રહિતરૂપે છે તેમા સર્વ પ્રકારના જે આભાસો જોવામા આવે છે તે હોતા નથી. કોઇપણ રીતના ભયથી અથવા પાપથી રહિત, શુધ્ધસ્વરૂપે તેમજ મન તથા વાણીના અવિષયરૂપે તે હોય છે (૬૧)

## ક્યારે વૈષ્ણવ પદની પ્રાપ્તિ ?

वाच्यवाचकनिर्मुक्तं हेयोपादेयवर्जितम् ।
प्रज्ञानघनमानंदं वैष्णवं पदमश्नुते ॥६२॥

इदं प्रकरणं यस्माज्ज्ञातव्यं भगवत्तमैः ।
अमानित्वादिनियमै र्गुरुभक्तिप्रसादतः ॥६३॥

इमां विद्यां प्रयत्नेन योगी संध्यासु सर्वदा ।
समभ्यसेदिहामुत्र भोगानासक्तधीः सुधीः ॥६४॥

रागद्वेषादिरहितं स्वात्मानं चिन्तयेत्सदा ।
स एव जीवन्मुक्तो वा न पुनर्भवसंभवः ॥६५॥

શબ્દાર્થ –આ ચૈતન્ય સ્વરૂપને વિશે વાચ્ય તથા વાચકનો અભેદભાવ રહેલ છે તેને વિશ ત્યાગ તેમજ ગ્રહણનો વિષય હોતો નથી. આ સ્વરૂપ કેવળ પ્રજ્ઞાનઘન સ્વરૂપે તથા આનંદ સ્વરૂપે છે. આવા પ્રકારનુ જે વૈષ્ણુવ પદ છે, તેને જીવન્મુકતાવસ્થાવાળો પ્રાપ્ત થાય છે (૧૨)

શબ્દાર્થ –જેઓ કેવળ ભગવત્ સ્વરૂપને પામેલા છે તથા જેઓએ અમાનિત્વાદિ નિયમોને પાળેલ હોય છે, તેઓના પર ગુરૂપર ભકિત થવાથી જ્યારે ગુરૂની કૃપાને પાત્ર બને છે ત્યારેજ આ સર્વ પ્રકારનો વિષય તે જાણી શકે છે (૬૩)

શબ્દાર્થ –આ લોકને વિશે તેમજ સ્વર્ગ લોકને વિશે જે જે પ્રકારના ભોગો રહેલ છે, તે કોઈ પણ પ્રકારના ભોગને વિશે જેની બુધ્ધિ ચોટતી નથી તેવા પ્રજ્ઞાવાળા યોગી પુરૂષે પ્રયત્નવડે ત્રણે સધ્યાઓમા અર્થાત્ સવાર, બપોર તથા સાજે આ બ્રહ્મવિદ્યાનો અભ્યાસ કરવો જોઈએ (૬૪)

શબ્દાર્થ – આવા યોગીએ રાગ તથા દ્વેષઆદિથી રહિત થઈ પોતાના આત્માનું ચિતન કરવુ જોઈએ. તેવોજ પુરૂષ જીવન્મુકત અવસ્થાવાળો છે. આવા મનુષ્યને ફરી પુનર્જન્મનો સભવ રહેતો નથી (૬૫)

ઇતિ સુરેશ્વરાચાર્ય વાર્તિક સમાપ્ત.



## અકારાદિની પૃથકતાથી અદ્વૈતતાનો અભાવ

(૧) આનંદગિરિ વિવરણ:-

स्थूलप्रपंचात्मनो विराजो जागरितस्य तदुभयाभिमानिनो विश्वस्याकारत्वम्। सूक्ष्मप्रपंचात्मनो हिरण्यगर्भस्य स्वप्नस्य तदुभयाभिमानिनस्तैजसस्योकारत्वं। प्रपंचद्वयकारणभूताव्याकृतस्य सुषुप्ते स्तदुभयाभिमानिनश्च प्राज्ञस्य मकारत्वमुक्तमुपनिषत्प्रामाण्यात्प्रतिपत्तव्यम् ॥

तथापि त्रयाणामकारादीनां मिथोविभक्तानामवस्थानात् कुतोऽद्वैतं सिध्यतीत्याशङ्क्यापवादप्रक्रियां प्रकटयति—अकार इति।

શબ્દાર્થ –શૂલ પ્રપંચ વિરાટ્ સ્વરૂપે તથા જાગૃતાવસ્થારૂપે છે. આ બન્નેના અભિમાનીરૂપે વિશ્વ કહેવાય છે. ૐકારની જે અકાર માત્રા છે, તે આ વિશ્વસ્વરૂપે છે સૂક્ષ્મ પ્રપચ હિરણ્ય ગર્ભસ્વરૂપે તથા સ્વપ્નાવસ્થારૂપે છે આ બેઉના અભિમાનીરૂપે તૈજસ કહેવાય છે. ૐકારની જે ઉકાર માત્રા છે તે તૈજસ સ્વરૂપે છે સ્થૂલ તથા સૂક્ષ્મ આ બેઉ પ્રકારના પ્રપંચોના કારણરૂપ અવ્યાકૃત છે. આ અવ્યાકૃત તથા સુષુપ્તાવસ્થા આ બેઉના અભિમાનીરૂપે પ્રાજ્ઞ સ્વરૂપ છે ૐકારની જે મકાર માત્રા છે તે પ્રાજ્ઞ સ્વરૂપે છે ઉપનિષદના પ્રમાણવડે આ રીતે અકારાદિ ત્રણેનું વર્ણન કરવામા આવેલ છે. આ રીતે अ, उ તથા म આ ત્રણે પરસ્પર એક બીજાથી ભિન્ન રહેલ છે. આમ વિભકતતા રહેલ હોવા છતા અદ્વૈત ભાવ કેવી રીતે ? આ રીતની જે શંકા થાય, તેનુ નિરાકરણ કરવા અહીં વિવેચન કરવામા આવે છે.

(૧) રામતીર્થ ચંદ્રિકા:-

આ રીતે અહી સૂધી પ્રપંચ યુકત અધ્યારોપાપવાદનું વર્ણન કર્યુ પણ હવે અદ્વૈત ભાવ આ સર્વમા કેવી રીતે રીતે રહેલ છે તથા તે અધ્યારોપાપવાદને વિશે શુ દૂષણ રહેલ છે તે ખુલ્લુ કરવા પૂર્વ પક્ષરૂપે વિવેચન કરવામા આવે છે ઉત્પત્તિથી ઉલટા ક્રમવડે જે દૂષણ રહેલ છે તેનું તે નિરાકરણ આ સ્થળે સ્પષ્ટ કરવામા આવે છે.

## ભૂતોનો લય કેવી રીતે ?

(૨) આનંદગિરિ વિવરણ -

अस्यार्थः—स्थूलभूतकार्यं समष्टिव्यष्ट्याधिदैवतादिभेदभिन्नं दृश्यं सर्वं स्थूलभूतात्मना प्रलीयते। तानि च स्थूलानि भूतानि च पञ्चीकृतभूतेषु विलीयन्ते। तत्कार्यं च सप्तदशकं लिंगमारंभणाधिकरणन्यायेन तन्मात्रतां प्रतिपद्यते। तानि च पञ्चीकृतानि सूक्ष्मभूतान्यवस्थाभिमानिसहितान्युकारात्मकानि संभूतिवैपगीत्येन प्रलयं प्रतिपद्यन्ते॥

શબ્દાર્થ —આનુ સ્પષ્ટીકરણ નીચે પ્રમાણે છે — સ્થૂલ ભુતનુ કાર્ય સમષ્ટિ તથા વ્યષ્ટિ સ્વરૂપે છે. આ કાર્ય આધિદૈવ, આધ્યાત્મિક તથા અધ્યાત્મના ભેદને લીધે ભિન્ન ભિન્નરૂપે તથા દૃશ્ય સ્વરૂપે છે. આ સર્વ પ્રકારના દૃશ્ય સ્વરૂપનો લય સ્થૂલ ભૂતાત્માવડે થાય છે. આ સ્થૂલ ભૂતો પંચીકૃતપણાને પામેલ હોય છે આ ભૂતો, અવસ્થાનો જે અભિમાની છે, તેની સાથે જોડાયેલ હોય છે. તે ભૂતો

અકાર માત્રા સ્વરૂપે છે. વળી તે ભૂતોનો લય અપંચીકૃત ભૂતોને વિશે થાય છે વળી ભૂતનુ કાર્ય સત્તરરૂપે છે. આ સત્તર પ્રકારના કાર્યો આરંભણ તથા અધિકરણના ન્યાયવડે માત્રાપણાને પામે છે આ પંચીકૃત સૂક્ષ્મ ભૂતો અવસ્થાના અભિમાનીથી જોડાયલા હોય છે તે ભૂતો ઉકારાત્મક સ્વરૂપે છે. વળી જે રીતનો ઉત્પત્તિનો ક્રમ છે, તેથી ઉલટા ક્રમવડે આ ભૂતોનો લય થાય છે.

## ઉપક્રમ તથા આરંભણ એટલે શુ ?

(૨) રામતીર્થ ચંદ્રિકા—

આનુ નિરાકરણ કોઈપણ પ્રકારે ગૂઢ નથી, પણ ખુલ્લુ છે "આરંભણ તથા અધિકરણનો ન્યાય" એમ જે ઉપર કહેલ છે, તે સબંધી ખુલાસો નીચે પ્રમાણે છે–શારીરકના બીજા અધ્યાયમા એમ કહેલ છે કે, ભોકતા તથા ભોગનો વિષય ઇત્યાદિ જે ભેદ પ્રપંચ પ્રત્યક્ષ પ્રમાણરૂપે જોવામાં આવે છે, તે મિથ્યા કેવી રીતે હોઈ શકે ? માટે તે પ્રપંચ મિથ્યારૂપે નથી. આ પ્રમાણે પૂર્વ પક્ષ આપેલ છે આ સૂત્ર નીચે પ્રમાણે છે –तदनन्यत्वारंभणशब्दादिभ्य (બ્રહ્મસૂત્ર ૨–૧–૧૪) અર્થઃ–આરંભણ આદિ શબ્દો શ્રુતિએ કહ્યા છે, તે પરથી સિદ્ધ થાય છે કે, કાર્ય તથા કારણનું અનન્યપણુ છે.

વળી છાન્દોગ્યમા કહ્યુ છે કે, एकविज्ञानने सर्वं विज्ञानं અર્થ:–એક અર્થાત્ બ્રહ્માત્મક વિષય સબંધી જ્ઞાનની પ્રાપ્તિ થવા પછી કોઈપણ પ્રકારનુ જ્ઞાન શેષરૂપે રહેતુ નથી" આ પ્રમાણેની પ્રતિજ્ઞા કર્યા પછી તરતજ શ્રુતિમા કહ્યુ છે કે,

**यथा सोम्यैकेन मृत्पिण्डेन सर्वं मृण्मयं विज्ञातं स्याद्वाचारंभणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम (છા૦ ૬,૧,૪)**

અર્થ -જે રીતે, હે સોમ્ય ! એક મૃત્તિકાનો પિંડ લઇએ તથા તેનાં ઘડો તથા કોડિઆઆદિ અનેક પદાર્થો બને છે, પણ તે સર્વ મૃત્તિકામયજ જાણવામા આવે છે. આ તો ઘડો છે તથા આ તો કોડીઉ છે, એમ જે વ્યવહાર છે તે કેવળ વાણીના વિષયરૂપે છે. પણ ખરૂ જોતા તે મૃત્તિકાના વિકારરૂપે છે. કેવળ નામ માત્ર સ્વરૂપે છે પણ તે સર્વમાં જે મૃત્તિકા રહેલ છે, તેજ કેવળ સત્ય સ્વરૂપે છે. આનું સ્પષ્ટી કરણ નીચે પ્રમાણે કરે છે -કારણરૂપ એક મૃત્તિકાદિનુ જ્ઞાન જ્યારે પ્રાપ્ત થાય છે ત્યારે ઘડો તથા કોડીઆંદિ સર્વ વિકારો મૃત્તિકામયજ છે, એમ જાણવામાં આવે છે. કાર્ય પોતાના કારણથી કદી પણ ભિન્ન હોઇ શકે નહિ. જો કાર્ય કારણથી ભિન્ન હોય તો કાર્યોનો અત હોતો નથી. તેમ હોવાથી સઘળાનુ જ્ઞાન થવું અશકય થઇ પડે છે તેમ થવાથી જે પ્રતિજ્ઞા કરવામા આવી છે કે, એકના જ્ઞાનથી સર્વ જ્ઞાન થાય છે, તે પ્રતિજ્ઞા મિથ્યા થશે.

શિષ્ય - આ તમોએ જે બાબત કહી, તે તો ઠીક છે, પણ તેથી કાંઇ અદ્વૈત ભાવની પ્રાપ્તિ થઇ શકતી નથી. કહ્યુ છે કે, **त्रीणि रूपाणीत्येव सत्यम** (છા૦ ૬, ૮, ૭) ત્રણ જે રૂપો છે અર્થાત્ પૃથ્વી, જળ તથા તેજ આ રીતના જે ત્રણ રૂપો છે તે સત્યરૂપે છે, પણ તેના કાર્યો મિથ્યારૂપે છે. આ રીતે વારંવાર ત્યા ઉપદેશ કરવામા આવ્યો છે, તેનુ કેમ ?

ગુરૂ-હા, તમારી વાત ખરી છે, પણ તેથી અદ્વૈત-ભાવને જરાપણ હાનિ પહોચતી નથી. આજ કારણને લઈ તે પછી તરતજ કહ્યુ છે કે, "सदेव सौम्येदमग्र आसीत्.

અર્થ:-જગતની ઉત્પત્તિ પહેલા સઘળુ કેવળ સત્ સ્વરૂપે હતુ" આ રીતે શ્રુતિમા પછીનાજ ખડમા આરંભ કર્યો છે તથા છેવટ ઉપસહારમા કહ્યુ છે કે, "तत्सत्यम स आत्मा અર્થ -આ જે સત્ સ્વરૂપ છે તેજ સત્યરૂપે છે તથા તેજ આત્મારૂપે છે" આથી સિધ્ધ થાય છે કે, કેવળ જે કારણ છે તેજ સત્યરૂપે છે વળી કાર્યોની જે પૃથકતા જણાય છે તે કેવળ વાણીના વિષયરૂપે છે તથા તે મિથ્યા રૂપે છે જેમા કોઈ પણ પ્રકારનો વિરોધ ન આવતો હોય તથા પાછળ જણાવવામા આવતા વિષયમા કોઇ રીતનો બાધ નહિ આવતો હોય, આ રીતનો જે છેવટનો નિર્ણય છે તે શાસ્ત્રને વિશે શ્રેષ્ઠરૂપે ગણાયેલ છે આ સબધી ભટ્ટ પાદ નામના આચાર્યવડે કહેવામા આવેલ છે -

"पूर्वात्परं बलीयस्त्वं तत्र नाम प्रतीयताम् । अन्योन्य-निरपेक्षाणा यत्र जन्मधिया भवेत् અર્થાત્ એક બીજાની અપેક્ષા વિના જ્ઞાનનો જે વિકાસ થાય છે, તેમા પૂવ કરતાં જે છેવટમા જે જ્ઞાનનો ઉપસહાર કરવામા આવે છે તે વધારે શ્રેષ્ઠ છે" આ પ્રમાણે આરભણ અર્થાત્ શરૂઆત તથા અધિકરણ કહેતા છેવટનુ તાત્પર્ય શ્રુતિમા દર્શાવેલ છે. આનદગિરિમા તન્માત્રપણાને પામે છે એમ જે કહ્યુ' છે, તે પરથી એમ જાણવુ કે, જે કાઈ અપંચીકૃત ભુતો છે તે પંચભુત માત્રપણાને પામે છે. અપચીકૃત ભુતોનો

લય પંચભૂતોમાં કેવી રીતે થાય છે, તે જણાવવામાં અહીં આવેલ છે જે ઉત્પત્તિનો ક્રમ છે તથા ઉલટા ક્રમવડે કેવી રીતે લય ભાવને પામે છે, તે બાબત હવે પછી જણાવવામાં આવે છે –

## બ્રહ્મથી ભિન્ન શી વસ્તુ ?

(૩) આનંદગિરિ વિવરણ –

तत्र पृथिवी गन्धतन्मात्रात्मिका रसतन्मात्रात्मिकास्वप्सु, ताश्चापोरूपतन्मात्रे तेजसि, तत्तेजः स्पर्शतन्मात्रे वायौ, स च वायुः शब्दतन्मात्रे नभसि, तच्चाविद्यासहाये सच्छब्दिते ब्रह्मण्यव्यक्ते, तच्चाव्यक्तमवस्थाभिमानिभ्यां सहितं मकारात्मकं कार्यकारणविभागशून्ये निष्कले परिशुद्धे ब्रह्मण्योंकारलक्षिते विलीयते । न तस्मात्परं किञ्चिदस्ति ॥

શબ્દાર્થ –તેમાં ગંધ વિષયવાળી પૃથ્વીનો લય રસ વિષયવાળા જળને વિશે થાય છે વળી જળનો લય, રૂપ-વિષયવાળા તેજને વિશે થાય છે આ તેજનો લય સ્પર્શ વિષયવાળા વાયુને વિશે થાય છે વળી વાયુનો લય શબ્દ તન્માત્ર આકાશને વિશે થાય છે આ આકાશનો લય અવિદ્યાવડે શબલિત સત્ શબ્દવાળા તથા ભાસયુક્ત અવ્યાકૃત બ્રહ્મને વિશે લય પામે છે આ સાભાસ અવ્યક્ત જે જાગૃતાદિ અવસ્થાના અભિમાનીઓથી યુક્ત છે તથા મકાર સ્વરૂપે છે તેનો લય ૐકારાત્મક, પરિશુધ્ધ સ્વરૂપવાળા, કળાથી રહિત, તેમજ કાર્ય તથા કારણના વિભાગથી રહિત, પરબ્રહ્મને વિશે થાય છે. આ શુધ્ધ બ્રહ્મથી ભિન્ન કોઇપણ વસ્તુ નથી.

## શુદ્ધ બ્રહ્મનુ સ્વરૂપ.

(૩) રામતીર્થ ચંદ્રિકા:

અવિદ્યા સહાયનો અવિદ્યા શબલ અર્થ છે આ શબલ બ્રહ્મ સત્ શબ્દ વાચ્ય છે. કોઇ પણ પ્રમાણ આપી જેનું વર્ણન થઇ શકે નહિ, તે અવ્યકત કહેવાય છે. આનુ નામ પ્રકાશયુકત અવ્યાકૃત કહેવાય છે. આકાશનો લય આ આભાસવાળા અવ્યાકૃતને વિશે થાય છે

શિષ્ય –અવ્યાકૃતનો લય થયા પછી તેનુ શું થાય છે?

ગુરૂ –પ્રલય અવસ્થાનો અભિમાની સર્વજ્ઞ સ્વરૂપે છે. તે મકાર સ્વરૂપે તથા અવ્યકત સ્વરૂપે છે. મકારાત્મક અવ્યકતનો લય શુધ્ધ બ્રહ્મને વિશે થાય છે

શિષ્ય – આ શુધ્ધ બ્રહ્મનુ સ્વરૂપ કેવું છે?

ગુરૂ –તેજ શુધ્ધ બ્રહ્મમા કાર્ય તથા કારણનો વિભાગ હોતો નથી.

શિષ્ય –આ શુદ્ધ બ્રહ્મનો લય શી વસ્તુને વિશે થાય છે?

ગુરૂ –શુધ્ધ બ્રહ્મનો લય કોઇપણ વસ્તુને વિશે હોતો નથી.

## લય સંબધી વિષ્ણુપુરાણનું દ્દષ્ટાંત.

(૪) આનંદગિરિ વિવરણ-

उक्तं हि–"जगत्प्रतिष्ठा देवर्षे पृथिव्यप्सु प्रलीयते। आप स्तेजसि लीयन्ते तेजो वायौ विलीयते ॥ वायुश्च लीयते व्योम्नि तच्चाव्यक्ते प्रलीयते । अव्यक्तं पुरुषे ब्रह्मन् निष्कले संप्रलीयते। पुरुषान्न परं किञ्चित्सा काष्ठा सा परा गतिः" विष्णुपराणे ॥

શબ્દાર્થ -વિષ્ણુ પુરાણુમા નીચે પ્રમાણે કહેવામા આવ્યુ' છે -હે દેવર્ષિ નારદ મુનિ ! જ'ગમાત્મક સર્વ વસ્તુના આશ્રયરૂપે પૂથ્વી છે આવી રીતની પૃથ્વીનો લય જળને વિશે થાય છે જળનો લય તેજને વિશે થાય છે તેજનો લય વાયુને વિશે થાય છે. આ વાયુનો લય આકાશને વિશે થાય છે તથા આકાશનો લય અવ્યક્તને વિશે થાય છે. અવ્યક્તનો લય પુરૂષરૂપ તથા નિષ્કલ એવા પરબ્રહ્મને વિશે થાય છે આ પુરૂષથી ભિન્ન કોઇ પણ વસ્તુ નથી. તેજ છેવટના પરિણામરૂપે તથા સર્વના આશ્રય સ્વરૂપે છે."

(૪)રામતીર્થ ચદ્રિકા

વિષ્ણુપુરાણુમા જણુાવેલ છે કે, પુરૂષરૂપ, બ્રહ્મસ્વરૂપ તથા નિષ્કળરૂપ શુધ્ધ બ્રહ્મને વિશે સર્વનો લય થાય છે. આજ સર્વના શેષ અર્થાત્ પરિણામ સ્વરૂપે છે આ પ્રમાણે શ્રુતિનો વિષય અહીં સ્પષ્ટ રીતે જણુાવાય છે આ રીતે અધ્યારો-પાપવાદને અનુસરી તથા પ્રણુવના સ્વરૂપનુ નિરૂપણુ કરવાવડે પ્રત્યક્ સ્વરૂપ કેવળ એક આત્માજ અવશેષરૂપે રહે છે. આથીજ કહ્યુ છે કે पुरुषान्नपर किञ्चित् इति આ પુરૂષથી પર કોઈ પણુ વસ્તુ અવશેષરૂપે રહેતી નથી.

## પ્રત્યક્ આત્મસ્વરૂપે કોણુ ?

(૫) આનદગિરિ વિવરણુ'-

अकारादीनां पूर्वपूर्वस्य उत्तरोत्तरस्मिन्ननु प्रवेशेन प्रत्यगात्मनि पर्यवसितत्वेऽपि प्रत्यगात्मा देहेन्द्रियमनोबुद्धि प्राणाहंकाराव्याकृतानां मध्ये कतमः स्यादित्याशंक्याह–अहमात्मेति ॥

શબ્દાર્થ–અકાર, ઉકાર તથા મકારમાથી પ્રથમનાનો પ્રવેશ પાછળનાને વિશે થવા પછી પ્રત્યક્ સ્વરૂપ આત્માને વિશે સ્થિતિ થાય છે તેમ છતા દેહ, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, પ્રાણ, અહંકાર તથા અવ્યાકૃતના મધ્યમાથી પ્રત્યક્ સ્વરૂપ આત્મારૂપે કોણ છે, આ પ્રમાણેની શકાનો પરિહાર **अहंमात्मा**–હું આત્મસ્વરૂપે છુ, ઇત્યાદિવડે કરવામા આવેલછે.

(૫) સ્વામી રામતીર્થ ચન્દ્રિકા-

શબ્દાર્થ-પ્રત્યક્ સ્વરૂપ આત્મ પર્યંત દેહાદિ સર્વ વસ્તુઓ અનાત્મકસ્વરૂપે છે પણ પ્રત્યક્સ્વરૂપ આત્મા અનાત્મ સ્વરૂપે નથી આમ હોવાથી પ્રત્યક્ સ્વરૂપ આત્માનો નિશ્ચય વિશેષે કરી થવો જોઈએ

શિષ્ય-અકારાદિનો ઉત્તરોત્તર વિશે લય થાય છે તથા છેવટે સર્વનો લય પ્રત્યક્ આત્મામા થાય છે પણ પ્રત્યક્ સ્વરૂપ આત્માનું સ્વરૂપ આ દેહાદિના મધ્યમા કેવા રૂપે છે તે જણાવો

ગુરૂ–આ કારણથીજ જણાવ્યું છે કે, પ્રત્યક્ સ્વરૂપ આત્મા હુ સ્વરૂપે છે

## અનાત્મનું સ્વરૂપ

(૬) આનન્દગિરિ વિવરણ-

**देहस्तावदनात्मा दृश्यत्वात् जडत्वात् परिछिन्नत्वात् भौतिकत्वात् आद्यन्तवत्त्वाच्च, घटवत् तथा इन्द्रियादीनामव्याकृतपर्यन्तानामनात्मत्वमवधेयम् ॥**

શબ્દાર્થ –શિષ્ય –દેહને જડસ્વરૂપે કહેવાનું શું કારણ ?

ગુરૂ –દેહ દ્રશ્યસ્વરૂપે છે જેટલી વસ્તુ દ્રશ્યસ્વરૂપે છે તેટલી તે જડ સ્વરૂપે છે. વળી જડ વસ્તુ અવયવવાળી હોય છે અવયવ યુક્ત દરેક વસ્તુ પંચમહાભૂતમાથી થયેલ છે. પચભુતાત્મક હોવાથી તે આદિ તથા અતવાળી હોય છે. દ્રષ્ટાત તરીકે ઘડો. આમા ઉપર કહેલ સર્વ ગુણો રહેલા હોવાથી તે જડ સ્વરૂપે છે આજ રીતે અવ્યાકૃત પર્યન્ત ઇન્દ્રિયાદિ સર્વ વસ્તુ અનાત્મસ્વરૂપે છે, એમ જાણવું

## આત્મા દ્રષ્ટારૂપે તથા અદરશ્ય સ્વરૂપે

(૬) સ્વામી રામતીર્થ ચદ્રિકા –

શિષ્ય –સાધ્ય વિશેષથી રહિત હોવાથી જડ સ્વરૂપે છે.

ગુરૂ –ના, તેમ નથી આત્માથી જે ભિન્નપણુ, તેનું નામ અનાત્મપણુ છે સાધ્ય તથા સાધનના ભેદને વિશે લઇ, જડ પણુ અજ્ઞાન સ્વરૂપે છે પોતાના વ્યવહારમા પોતાથી ભિન્ન દર્શનને વિશે જેની અપેક્ષા રહે છે, તે દ્રશ્યત્વરૂપે છે.

શિષ્ય –આ જે વસ્તુને વિશે દ્રશ્યપણુ રહેલ છે, તે ફળ વ્યાપ્યરૂપે છે અથવા તો શું વૃત્તિ વ્યાપ્યરૂપે છે ? દેહના અદરના ભાગને વિશે દ્રશ્યપણાનો અભાવ હોવાથી ફળના વ્યાપ્યપણામા ભાગની અસિધ્ધિ છે વળી વૃત્તિના વ્યાપ્યપણામા આત્માને વિશે એકાન્તિકતા હોતી નથી. કારણ કે આત્માને પણ વૃત્તિ વ્યાપ્યપણાનો સ્વીકાર હોય છે.

શુરૂ – ફળ વ્યાપ્યપણામા ભાગની અસિધ્ધિ હોતી નથી. કારણકે મોહને પામેલ જે અવયવી છે, તેનાથી ફળની સિદ્ધિ થયેલ હોય છે જો તે પ્રમાણે અવયવીથી ફળની સિધ્ધિ ન હોય તો ઘટાદિરૂપ વ્યાપ્યપણાનો અભાવ થાય વળી વૃત્તિવ્યાપ્યવાળા આત્માને વિશે એકાન્તિકપણાનો અભાવ હોતો નથી. કારણકે આત્મા સ્વપ્રકાશ્ય સ્વરૂપે હોવાથી તેને વિશે વૃત્તિ વ્યાપ્યત્વનો અભાવ છે. વળી વૃત્તિનો જે સ્વીકાર કરવામા આવે છે, તે કેવળ આવરણના નાશને માટે છે. પણ સ્વરૂપના પ્રકાશને માટે વૃત્તિનો સ્વીકાર નથી આ પ્રમાણે વિરોધનો અભાવ છે વળી આત્મા પોતે સ્વ-પ્રકાશ્ય સ્વરૂપે છે, તે બાબત શ્રુતિમા સર્વત્ર પ્રસિદ્ધ છે આથી જ શ્રુતિમા કહ્યુ છે કે, अत्रायं पुरुष स्वयंज्योति' (બૃ૦ ૪, ૩, ૯) અર્થ –આ પુરૂષના બે સ્થાનો છે –જાગ્રતસ્થાન તથા સુષુપ્તિનુ સ્થાન આ બે સ્થાનોની સંધિરૂપે જે સ્વપ્નનુ સ્થાન છે, તે તૃતીયસ્થાન સ્વરૂપે છે. આ સ્વપ્નરૂપ સ્થાનને વિશે રહી મનુષ્ય જાગ્રતના સ્થાનને તેમજ સુષુપ્તિના સ્થાનને જોઇ શકે છે જેટલા પ્રમાણવડે તે સુષુપ્તિસ્થાનને પામે છે તેટલા પ્રમાણમા તે પાપ અથવા તો આનંદને જુવે છે. જ્યારે તે સુષુપ્ત સ્થાનવાળો હોય છે ત્યારે તે આત્માદિ સંસર્ગરૂપ કારણવાળા એક દેશરૂપ અવયવને ધારણ કરે છે. તે સમયે અગર જો કે તેનુ શરીર સુષુપ્તિ-યુક્ત હોય છે, છતા પોતે પોતાના કાંતિના પ્રભાવના જોરવડે સ્વપ્ન સદૃશ દેહને ઉભો કરે છે આ સમયે પુરૂષ સ્વયં જ્યોતિસ્વરૂપે કહેવાય છે. વળી વિશેષમા કહ્યુ છે કે,

आत्मैवास्य ज्योति' (બૃ૦ ૪, ૩, ૬) અર્થઃ—જનક કહે છે–હે યાજ્ઞવલ્કય ! જ્યારે સૂર્ય તથા ચદ્રનો અસ્ત થયો હોય છે, અગ્નિ શાત પડેલ હોય છે તથા વાણી પણ શાત પડી ગયેલ હોય છે તેવામા પુરૂષ સ્વરૂપ આત્માને જ્યોતિસ્વરૂપે કોણ હોય છે ? યાજ્ઞવલ્કય –જ્યારે વાણીનો પણ અભાવ હોય છે ત્યારે આત્મા પોતેજ સ્વયંજ્યોતિરૂપે હોય છે આત્મ સ્વરૂપ જ્યોતિવડેજ પ્રાણી નીચે બેસે છે, ફરે હરે છે, પોતાનું કાર્ય કરે છે તથા પોતાના ગૃહપતિ જાય છે. આ પ્રમાણે શ્રુતિમા સિધ્ધ કરેલ છે કે, આત્મા સ્વયજ્યોતિ સ્વરૂપે છે. વળી ફળ વ્યાપ્યત્વનો તેમજ વૃત્તિ વ્યાપ્યત્વનો જે નિશ્ચય કરવામા આવે છે, તે દૃશ્યપણાને લઈને છે.

શિષ્ય –ધૂમરૂપ કારણ શુ અમુક સ્થળ તથા અમુક સમયને વિશે જોડાયલુ છે અથવા તો હમણાના દેશ તથા કાળને વિશે જોડાયેલ છે ?

ગુરૂ –અમુક દેશ તથા કાળને વિશે રહેલ ધૂમ હેતુરૂપે છે, એમ કહેવાય નહિ કારણકે ધૂમ સ્વરૂપની તે સમયે પ્રાપ્તિ હોતી નથી. વળી તે ધૂમ હમણાંના કારણરૂપે પણ કહેવાય નહિ. કારણકે તે સમયે સાધનથી રહિતપણું રહેલ હોય છે કારણકે ધૂમના અનુમાન પ્રમાણનો અભાવ હોય છે. કેવળ ધૂમ માત્રજ હેતુરૂપે છે, આ રીતનુ નિરાકરણ થાય છે. તેજ પ્રમાણે આ સ્થળે પણ દૃશ્યત્વ માત્રજ હેતુરૂપે છે

શિષ્ય-પ્રત્યક્ષરૂપ ચેતનપણાવડે પ્રાપ્તિ હોવાથી જડત્વનો હેતુ અસિધ્ધિરૂપે છે

ગુરૂ-ના, તેમ નથી. જ્યારે આત્માવડે દેહવિષય વ્યાપી રહેલ હોય છે, ત્યારે ચેતનપણાની પ્રાપ્તિ હોય છે. જો તેમ ન હોય તો મૃત શરીરને વિશે પણ ચેતન-પણાની પ્રાપ્તિ થવી જોઈએ, પણ તેમ થતુ નથી વળી હુ કૃશ સ્વરૂપે છુ, ઈત્યાદિ જે જ્ઞાનની પ્રાપ્તિ થાય છે તે કેવળ ભ્રાંતિ માત્ર છે કારણકે ખરી રીતે જોતા દેહને વિશે મમત્વપણાના જ્ઞાનનો અભાવ છે જડસ્વરૂપ હેતુને વિશે અવ્યકતપણાનો અભાવ છે આ પ્રમાણે ઈન્દ્રિયાદિરૂપ જે હેતુઓ દર્શાવવામા આવેલ છે, તેવડે એમ જાણવુ કે, તે સર્વ અનાત્મરૂપે છે આ રીતે દેહાદિ સર્વ જે દૃશ્ય વસ્તુઓ છે તેના પરિશેષરૂપ, અદૃશ્યરૂપ તથા દ્રષ્ટારૂપ આત્મા છે, એમ સિદ્ધ થાય છે.

## આત્મા ચિન્માત્ર રૂપે.

(७) આનંદગિરિ વિવરણ-

न च प्रतीचो देहादिसाक्षिणो जाड्यमुपपद्यते जडत्वे घटादिवदनात्मत्वप्रसंगात् । तस्मादज्ञानं साभासमव्याकृत-शब्दितं तत्कार्यं देहाद्यनात्मत्वेन प्रतिपत्तव्यम् । तद्व्यतिरिक्त आत्मा तदुभयसाक्षी चिद्धातुरेव द्रष्टव्य इत्यर्थः ।

અર્થઃ-જે પરિશેષરૂપે અર્થાત્ છેવટમા જે રહેલ છે તે દેહાદિના સાક્ષી સ્વરૂપે છે. આ સાક્ષી સ્વરૂપ આત્માને વિશે જડપણું નથી જો આત્માને વિશે જડપણું રહેલ હોય તો ઘટાદિની માફક તેને વિશે અનાત્મપણુ પ્રાપ્ત થાય.

માટે અજ્ઞાન સાભાસવાળું તથા અવ્યાકૃત શબ્દવાળુ છે. ત
અજ્ઞાનના કાર્ય સ્વરૂપે દેહાદિ છે, જે અનાત્મ સ્વરૂપે કહેવા
છે. આ અનાત્માથી ભિન્નરૂપે આત્મા છે આ આત્
અવ્યાકૃત તથા તેના કાર્યના સાક્ષી સ્વરૂપે છે. તેમજ તે એ
ચિન્માત્ર રસ સ્વરૂપે છે

## આત્મા ચિદેકરસ રૂપે.

(૭) રામતીર્થ ચંદ્રિકા-

શિષ્ય -ઠીક ત્યારે, દેહાદિથી વિલક્ષણ સ્વરૂપે આત્
છે, એમ આપણે માનીયે પણ તે આત્મા જડસ્વરૂપે કે
ન કહેવાય ?

ગુરુ -છેવટ શેષરૂપ પ્રત્યક્ આત્મા છે. તે પોતે સ્
પ્રકાશ્ય છે. અર્થાત્ અન્ય પ્રકાશની તેને અપેક્ષા રહેતી નથ
આમ હોવાથી આત્માનુ હેતુવાળુ વિશેષણ એ કે, દેહાદિ
સાક્ષીરૂપે જે છે, તે આત્મા. જો તેમ ન માનીએ તો આત્મા
વિશે દોષ પ્રાપ્ત થશે, જેવુ કે અનાત્મપણુ આ અનાત્મપણ
પ્રાપ્ત થવાથી તે જડપણાથી યુકત થશે આ પ્રમાણે પરિશેષરૂ
સિદ્ધ થયેલ વિષયને ગ્રહણ કરી નીચે પ્રમાણે ઉપસંહા
કરવામા આવે છે -જેમકે આત્મા અવ્યાકૃત તથા તેના કાર્ય
સાક્ષી સ્વરૂપે છે આનંદગિરિ ટીકામા જે ધાતુ શબ્દ લીધેલ છે
તેવડે ચિદેકરસ ગ્રહણ કરવો.

## ત્વંપદાર્થનું સ્વરૂપ.

(૮) આનંદગિરિ વિવરણ:-

केवल शब्देन चितो विषयनिरपेक्षत्वं विवक्ष्यते। चिन्मात्रशब्देनात्मनो द्रव्यबोधरूपत्वं परेष्टं मत्याचष्टे-चिन्मात्रेति।

एवमज्ञानतत्कार्यस्पर्शशून्यश्चिदात्मा परिशुद्ध स्त्वंपदार्थः।

અર્થ:-મૂળમા જે "કેવળ" શબ્દ આપેલ છે, તેથી ચૈતન્યને વિશે વિષયનો અભાવ છે, એમ જણાવાય છે ચિન્માત્ર શબ્દવડે આત્માનુ દ્રવ્યરૂપપણુ તથા બોધરૂપપણું જે અન્ય દર્શનવાળાએ જણાવેલ છે તેના મતનુ ખંડન કરવા માટે આપેલ છે. આ રીતે અજ્ઞાન તથા તેના કાર્યના સ્પર્શથી રહિતરૂપે ચિદાત્મ સ્વરૂપે તથા પરિશુદ્ધ સ્વરૂપે ત્વંપદાર્થ છે.

## વૈશેષિક તથા બૌદ્ધનુ ખંડન.

(૮) રામતીર્થ ચંદ્રિકા:-

"કેવળ ચિન્માત્ર સ્વરૂપ" આ વચનમા ચિત્સ્વરૂપ પદનું વિવેચન કરવામા આવે છે. આનુ વિવેચન કેવળ શબ્દવડે કરેલ છે

શિષ્ય-જ્ઞાનનુ સ્વરૂપ વિષયને લઈ ઘડાય છે, એમ મારૂ માનવું છે.

ગુરૂ-ના, તેમ નથી. અનેક પ્રકારના વિષયોને વિશે પૃથક્તા આવે, પણ જ્ઞાનને વિશે તે રીતના વ્યભિચારનો અભાવ છે.

શિષ્ય –જે રીતે વિષયો ભિન્ન છે તેમ તે વિષય સંબંધી જ્ઞાનો પણ ભિન્ન હોવા જોઇએ.

ગુરૂ –ના, આ જે ભેદ છે, તેનો નિશ્ચય પોતાની મેળે થતો નથી. જે ભેદની પ્રતીતિ થાય છે, તે વિષયના ભેદને લીધે છે ઉપાધિને લીધે આ ભેદ થયલો હોય છે. મૂળમાં જે ચિત્ શબ્દની સાથે માત્ર શબ્દ આપેલ છે તેવડે કારણ શબ્દ જાણવો હવે વૈશેષિક દર્શનવાળાઓ આત્માને દ્રવ્ય-રૂપે માને છે તથા બૌદ્ધો બોધ સ્વરૂપે આત્માને માને છે પણ આત્માને દ્રવ્યરૂપતા નથી કારણ કે આત્મા નિર્ગુણ સ્વરૂપે છે.

શિષ્ય –સમવાયી કારણને લઈ આત્માને દ્રવ્યત્વ છે, એમ લઇએ તો કેમ?

ગુરૂઃ–ના, આત્માને વિશે સમવાયનો પણ અભાવ છે. જો આત્માને વિશે સમવાયભાવ લઇએ તો આત્મા અદ્વિતીય સ્વરૂપે છે, એમ જે શ્રુતિમા કહેલ છે, તેને વિરોધ આવશે.. આત્માની બોધરૂપતા છે, આ સબંધીનું નિરાકરણ અનુમાન પ્રમાણવડે થઇ શકે છે આત્મા અહંસ્વરૂપે સાક્ષી સ્વરૂપે, કેવળ ચિત્ માત્ર સ્વરૂપે છે આત્માને વિશે અજ્ઞાન તથા તેનુ કાર્ય હોતું નથી આ રીતે ત્વપદાર્થરૂપ જીવનું નિરાકરણ કરાય છે. મૂળમા જે "किन्त्विति" આ રીતનું જે પદ છે, તે શંકાના નિરસન માટે છે.

## બ્રહ્મનાં સાત વિશેષણો

(૯) આનંદગિરિ વિવરણ -

तत्पदार्थाद्विलणोऽर्थान्तरं किं न स्यादितिमन्वानः सन्नाह—किन्त्विति । तत्पदार्थपरिशोधनपूर्वकं परिशोधितं त्वंपदार्थमनूद्य तस्य ब्रह्मत्वं वाक्यार्थं कथयति-नित्येत्यादिना "आकाशवत्सर्वगतश्च नित्यः अजो नित्यः शाश्वतोऽयं पुराणः" ॥ (कठ० १, २, १८) इति श्रुतिस्मृती समाश्रित्य कार्यैक्यं ब्रह्मणो नित्यत्वविशेषेण निरस्यति । "शुद्धमपापविद्धम्" (ईश० ८) इत्यादि श्रुतिवाक्यावष्टंभेन कार्यतादात्म्यवैधुर्यं ब्रह्मणः शुद्धविशेषणेनोच्यते । प्रज्ञानघनेति (बृ० ४, ५, १३) श्रुतिमाश्रित्य नित्यविज्ञप्तिरूपतां ब्रुवाणो बुद्धविशेषणेन कारणैक्यं ब्रह्मणो निषेधति । "विमुक्तश्च विमुच्यते (कठ० ५, १) इति श्रुतिमनुसृत्याविद्याकामकर्मपारतन्त्र्यापाकरणेन कारणतादात्म्यं ब्रह्मणो मुक्तपदेन प्रत्याचष्टे । ऐक्यतादात्म्ययोश्च भेदासहत्वभेदसहत्वाभ्यां भेदः

અર્થઃ-શિષ્ય -તત્પદાર્થરૂપ બ્રહ્મથી અર્થાન્તર અર્થાત્ વિષયથી ભિન્ન વિષય કેમ થઈ શકે નહિ ?

ગુરૂ -તેમ અર્થાન્તર નહિ થવાને લીધેજ કહ્યુ છે કે પ્રથમ તત્પદાર્થનુ પરિશોધન કરવુ જોઈએ ત્યારબાદ તે તત્પદાર્થની એકતા શોધન કરેલ ત્વ પદાર્થની સાથે કરવામા આવે છે. આ રીતે ત્વ પદાર્થરૂપ જીવ બ્રહ્મસ્વરૂપે છે, એમ નિત્ય ઇત્યાદિ-વચન નિરૂપણ કરે છે. કઠોપનિષદમા કહ્યુ'

છે કે, "આત્મા આકાશની માફક સર્વત્ર વ્યાપીને રહેલ તથા નિત્યસ્વરૂપે છે તે જન્મથી રહિત, નિત્યસ્વરૂપે, અપક્ષયથી રહિત તથા વૃધ્ધિથી રહિતરૂપે છે" આ રીતે શ્રુતિ તથા સ્મૃતિનો આશ્રય લઇ નિત્યત્વ વિશેષણ આપી બ્રહ્મને વિશે કાર્યનું તાદાત્મ્ય રહેલ છે, એમ સૂચન કરવામા આવેલ છે વળી ઈશાવાસ્ય ઉપનિષદમા કહ્યુ છે કે, " शुद्धमपापविद्धम् આત્મા અવિદ્યા મળથી રહિત તેમજ તે ધમ અધર્માદિ પાપથી રહિત રૂપે છે" આ રીતે શ્રુતિના વચનના પ્રમાણને લઇ કાર્યની તાદાત્મ્યતા બ્રહ્મને શુધ્ધ એવુ વિશેષણ લગાડવાથી જણાવવામા આવે છે વળી 'प्रज्ञानघनेति।

અર્થ -આત્મા પ્રજ્ઞાન ઘન સ્વરૂપે છે" એમ બૃહદારણ્યક ઉપનિષદમા કહેલ છે. આ શ્રુતિ એમ દર્શાવે છે કે, નિત્ય જ્ઞાનસ્વરૂપે આત્મા છે આ પ્રમાણે આત્માને બુધ્ધ વિશેષણ લગાડવાથી બ્રહ્મનેવિશે કારણપણાનો અભાવ દર્શાવ્યો છે કઠ ઉપનિષદમા કહ્યુ છે કે, विमुक्तश्च विमुच्यते વાસ્તવિક રીતે આત્માને કદી બધન નથી, છતા અજ્ઞાનવડે પોતાને કર્તૃત્વ ભોકતૃત્વાદિરૂપ બધનને પ્રથમ માને છે જ્ઞાનની પ્રાપ્તિ થવા પછી અજ્ઞાનથી નિવૃત્ત થવાય છે તથા સર્વ કલ્પિત બધનમાથી મુકત થવાય છે.' આ શ્રુતિ એમ દર્શાવે છે કે અવિદ્યા, કામ તથા કર્મરૂપ જે જીવને વિશે પરતત્રતા રહેલ છે તે પરતત્રતાનો નાશ થવાથી બ્રહ્મને વિશે મુકત શબ્દવડે તેમા કારણ તાદાત્મ્યનો નિષેધ કર્યો છે એકતા તથા તાદાત્મ્યતા આ બેઉને વિશે જે ભેદ છે તે ભેદના તાદાત્મ્યને લઇને તેમજ ભેદના વિભાગને લઈને છે.

(૯) રામતીર્થ ચંદ્રિકાઃ-

અર્થાન્તરની જે શંકા થાય છે, તેનું નિરાકરણ હવે પછીના વચનવડે જણુવવામા આવે છે તત્પદાર્થનુ જે શોધન કરવાનુ કહેલ છે, તે નિત્યાદિ વચનના શોધનને લઇ છે. આ નિત્યાદિ જે સાત વિશેષણો મૂળમા આપેલ છે, તે વડે તત્પદાર્થનુ શોધન થાય છે. મૂળમા જે આકાશવત્ એ વિશેષણ આપેલ છે, તે વડે આત્માનુ સર્વ વ્યાપકપણું દર્શાવેલ છે પણ આકાશની માફક નિત્યસ્વરૂપે છે, એ યોજના માટે નથી.

શિષ્ય -જો એમ છે તો આત્મામા નિત્યપણું કેવી રીતે કહેવાઇ શકે ?

ગુરૂ -આ નિત્યતા સબધી મૂળ શ્રુતિમા જણાવેલ છે કે, આત્મા જન્મથી રહિત તથા નિત્યરૂપે છે આ રીતે શ્રુતિના નિત્ય એવા વિશેષણવડે કાર્યની એકતા છે, તે સ્પષ્ટ સમજાય છે

શિષ્ય -કાર્ય અનિત્યરૂપે છે, માટે બ્રહ્મની કાય સાથે એકતા કેવી રીતે કહેવાઇ શકે ?

ગુરૂ -ભલે, કાર્યની એકતા ન હોય, પણ કાર્યની તાદાત્મ્યતા તો હોવીજ જોઇએ.

શિષ્ય -કાર્ય તાદાત્મ્ય તથા કાર્યૈકતા આ બેઉનો અભાવ હોય તો ભલે, પણ અવ્યાકૃત નામના કારણની એકતા અથવા તો તેનું તાદાત્મ્યપણુ કેમ ન હોઇ શકે ?

ગુરૂ—આજ કારણથી પ્રજ્ઞાન ઘન એવું આત્માનું વિશેષણ આપેલ છે. પ્રજ્ઞાન ઘનનો અર્થ પ્રજ્ઞાનૈકરસ થાય છે પ્રકર્ષ રીતે જે જ્ઞાન હોય તે પ્રજ્ઞાન કહેવાય તેમજ ઘન શબ્દવડે એકરસતા લેવી. મૂળમા જે જ્ઞપ્તિ શબ્દ વાપરેલ છે તે વડે જ્ઞાન શબ્દ ગ્રહણ કરવો. આ રીતે જ્ઞાનની ઉત્પત્તિ અન્ય જ્ઞાનને આશ્રયી છે આથી જ્ઞાનરૂપને વિશે જડરૂપ કારણતા રહેલ છે માટે એકતાનો અભાવ છે આ રીતે કારણની એકતાનો આત્માને વિશે નિષેધ કરવામા આવ્યા પછી કારણના તાદાત્મ્યનો પણ નિષેધ આત્મા વિશે કરવામાં આવે છે મૂળમા જે અવિદ્યા શબ્દ વાપરેલ છે તે વડે મિથ્યાજ્ઞાન લેવુ કામ શબ્દવડે અભિલાષા લેવી કર્મ શબ્દવડે પુણ્ય પાપરૂપ કર્મ ગ્રહણ કરવાં. આત્મા નિત્ય મુકત સ્વરૂપે રહેલ છે, માટે તેને વિશે કારણ-તાદાત્મ્ય પણ હોઇ શકે નહિ.

શિષ્ય—મારૂં માનવુ એવુ છે કે, તાદામ્ય તથા એકતાને વિશે અભેદભાવ રહેલ છે.

ગુરૂ—આ બેઉમા જે ભેદ રહેલ છે તેનુ સ્ફોટન નીચે પ્રમાણે કરવામા આવેલ છે—ભેદની સાથે જે જોડાઇ જવુ, તેનુ નામ તાદાત્મ્ય છે. વળી ભેદની સાથે જોડાઇ નહિ જવું, તેનુ નામ એકતા છે. મૂળમા જે આત્માના સબધી સત્યપદ ગ્રહણ કરેલ છે, તે સબધી હવે ઉહાપોહ કરવામા આવે છે.

## બ્રહ્મશબ્દનો અર્થ.

(૧૦) આનંદગિરિ વિવરણ -

ननु ब्रह्मणो यथोक्तस्य प्रपंचस्येव यथाकथञ्चिद्बाध्यत्वप्रसिद्धौ न प्रेप्सितत्वं परिकल्पते। नहि ब्रह्म प्रपंचाद्भिन्नम्। अब्रह्मत्वप्रसंगात्। अभेदे च तद्बाध्यत्वमभ्युपेयताम्। अतः कथं तदभिन्नं ब्रह्माबाध्यमभ्युपेयमित्याशंक्य "सत्यं ज्ञान मनन्तंब्रह्म" (तैत्ति० २, १, ९) सत्यस्य सत्यम् (बृह० २, १, १०) इत्यादिश्रुतिमनुसंदधानः समाधत्ते। सत्येति तथापि न तस्मिन्प्रेप्सया प्रवर्तेत पुरुषार्थत्वाभावादित्याशंक्य "विज्ञानमानंदं ब्रह्म" (बृ० ३,९,२८) "आनन्दो ब्रह्मेति" (तैत्ति० ३-३, १) इत्यादि श्रुतिमनुरुध्य ब्रूते परमानन्देति ब्रह्मानन्दस्य क्षयिणुत्वसातिशयत्वनिरासार्थं परमेति विशेषणम्। किञ्च यथोक्तं ब्रह्म द्वैताभावोपलक्षितमिष्यते। अस्थूलादि श्रुतेः स्वतः प्रमाणत्वात्॥

અર્થઃ-શિષ્ય -ઉપર વર્ણવેલ પ્રપચની માફક કોઇ પણ પ્રકારે બ્રહ્મ જોડાયેલ હોવાથી તેને વિશે સત્યસ્વરૂપતા કહેવી યોગ્ય નથી.

ગુરૂ -બ્રહ્મ પ્રપચથી ભિન્ન સ્વરૂપે નથી. જો પ્રપંચથી ભિન્ન બ્રહ્મ હોય તો તેને વિશે બ્રહ્મ શબ્દનો પ્રયોગ થઇ શકે નહિ.

શિષ્યઃ-બ્રહ્મ પ્રપંચની સાથે અભિન્નરૂપે હોય તો તેને બાધ્યત્વનો સ્વીકાર કરવો જોઇએ જે બ્રહ્મ પ્રપંચની સાથે અભેદ સ્વરૂપે છે તે બ્રહ્મ અબાધ્યરૂપે છે, એમ કેવી રીતે કહેવાય ?

ગુરૂ –આ શંકાનો નાશ કરવા નીચે પ્રમાણે ઉદાહરણ શ્રુતિમા આપવામા આવેલ છે. જેમ કે, सत्य ज्ञान मनन्तं ब्रह्म"

અર્થઃ-સત્યરૂપ, જ્ઞાનરૂપ તથા અનંતરૂપ બ્રહ્મ, જે ઉત્કૃષ્ટ આકાશને વિશે બુધ્ધિરૂપી ગુહામા રહેલ છે તેને જે ઓળખે છે તે સર્વજ્ઞ બ્રહ્મની સાથે એકરૂપે થઇ, સર્વ પ્રકારની કામનાઓનો ભોકતા બને છે" "सत्यस्य सत्यम (બૃ૦) આ આત્માના સંબંધમા સૌથી સમીપવર્તી વિચાર એ છે કે, તે સત્યના સત્યરૂપે છે" આ પ્રમાણેની શ્રુતિ જોડાયેલ હોવાથી આ ઉપરની શંકાનો પરિહાર થાય છે. માટે બ્રહ્મમાં જે સત્ય શબ્દ વાપરેલ છે તે યોગ્યજ છે.

શિષ્ય -બ્રહ્મને વિશે કોઇ પણ બાબત પ્રાપ્ત કરવાનો પ્રસંગ રહેતો નથી કારણ કે તેને વિશે પુરૂષાર્થત્વનો અભાવ હોય છે.

ગુરૂ -આ રીતની તમારી શંકાનુ નિરસન નીચેની શ્રુતિથી થાય છે -"विज्ञान मानन्द ब्रह्म (બૃ૦ ૩, ૯, ૨૮) જે બ્રહ્મ છે, તે જ્ઞાનરૂપે તથા આનંદરૂપે છે. કર્મ કરનાર યજમાનના પરમ આશ્રયરૂપ આ બ્રહ્મ છે. જે કર્મને કરતો નથી તેમજ જે બ્રહ્મને ઓળખે છે, આ બેઉના પરમ આશ્રયરૂપે આ બ્રહ્મ છે." "आनदो ब्रह्मेति (તૈ૦ ૩, ૬, ૧) તેણે

જાણ્યું કે, આનદ એજ બ્રહ્મ છે કારણ કે આનંદમાથીજ આ સર્વ ભૂતોની ઉત્પત્તિ થાય છે ઉત્પત્તિ થયા પછી આનદવડેજ તેઓ જીવે છે” “प्रज्ञानात् (તૈ૦ ૩, ૩, ૧) તેણે જાણ્યું કે, બ્રહ્મ પ્રાણસ્વરૂપે છે કારણકે પ્રાણમાથી આ સર્વ ભુતોની ઉત્પત્તિ થાય છે ઉત્પત્તિને પામ્યા પછી પ્રાણવડે તેઓ જીવે છે મૃત્યુ પામ્યા પછી ભુતો અભેદરૂપ પ્રાણને વિશે પ્રવેશ કરે છે” આ પ્રમાણેની શ્રુતિને અનુસરી બ્રહ્મ સંબધી શ્રુતિમા કહ્યુ છે કે, તે પરમાનદ સ્વરૂપે છે

શિષ્ય –બ્રહ્માનંદને વિશે ક્ષય થવા સબધી તથા અતિશય-પણાનો દોષ લાગે કે નહિ?

ગુરૂ –આ રીતના દોષનો નાશ કરવા માટે બ્રહ્મ સંબધી પરમ એવુ વિશેષણ આપેલ છે વળી આ પ્રમાણે જે બ્રહ્મનુ વર્ણન કરેલ છે તેને વિશે દ્વૈતપણાનો અભાવ છે. કારણ કે અસ્થૂલાદિ શ્રુતિને લઈને એની મેળેજ પ્રમાણનો પ્રસગ આવે છે.

## ત્રિકાલાબાધ્ય સત્ય.

(૧૦) રામતીર્થ ચદ્રિકા—

મૂળમા પ્રેપ્સિતત્વનો અર્થ ઇચ્છાનો વિષય થાય છે. અર્થાત્ સત્યપણુ લેવુ.

શિષ્ય –બ્રહ્મમા બાધ્યપણાનો અભાવ છે, એમ સિદ્ધ કરવા પ્રથમ એ જાણવુ કે, બ્રહ્મ પ્રપચથી ભિન્ન છે કે અભિન્ન છે?

ગુરૂ–બ્રહ્મ પ્રપંચથી ભિન્ન નથી.

શિષ્ય.–કેવી રીતે ભિન્ન નથી.

ગુરૂ –નહિ તો બ્રહ્મને વિશે અબ્રહ્મત્વનો પ્રસંગ આવી પડશે બ્રહ્મનો અર્થ મહાન્ પણુ અથવા તો અત્યંત વૃદ્ધિને પામેલપણુ વૃદ્ધિ પામતા પ્રપંચને લઈ બ્રહ્મને વિશે પરિચ્છેદપણાનો અભાવ છે

શિષ્ય –તે તો ઠીક, પણ બ્રહ્મ પ્રપંચથી અભિન્ન ખરો કે નહિ?

ગુરૂ –આ બીજા પક્ષમા પણ દોષ રહેલ છે. તેમજ તે દોષનું નિરાકરણ સત્યજ્ઞાન મનંત ઈત્યાદિ વચનવડે કરવામા આવેલ છે. બાધ્યમાન પ્રપચનો બાધ અધિષ્ઠાનથી રહિત હોતો નથી. બાધના આશ્રયરૂપ સત્ય પોતે કોઈપણ રીતના બાધથી રહિત છે. જો તેમ ન હોય તો આશ્રયને વિશે અનવસ્થા દોષનો પ્રસગ આવી પડશે આથી બાધ્ય સ્વરૂપ પ્રપચના આશ્રયરૂપ બ્રહ્મ કોઈપણ પ્રકારની ઉપાધિથી રહિત છે આનન્દપદની સાથે પરમ એવુ વિશેષણ આપી બ્રહ્મના સબધી ક્ષયત્વના દોષનો તથા સાતિશય દોષનો નાશ કરવામા આવે છે. હવે દ્વૈત સંબધી સૂચન કરવામાં આવે છે. દ્વૈતપણાનો જેને વિશે અભાવ હોય, તે અદ્વિતીયરૂપે છે વળી જે વસ્તુ અદ્વૈત સ્વરૂપે છે, તેને વિશે કોઈ પણ પ્રકારનો ધર્મ અર્થાત્ ગુણ રહેતો નથી. અદ્વૈતને વિશે ગુણ હોય તો ગુણ તેમજ ગુણીના ભાવને લઈ અદ્વિતીયતાનો અસભવ છે. ન્યાય શાસ્ત્રમા કહ્યુ છે કે स्वांगं मव्यवधायकम् પોતે પોતાનુ અંગ પોતાનાથી છૂપાવી શકાતું

નથી અર્થાત્ સર્વ કોઇ પોતપોતાના કપડાને વિશે નગ્ન સ્થિતિવાળાજ છે. આ રીતના ન્યાયને અનુસરી જે શ્રુતિ ઉપાધિથી રહિત બ્રહ્મનુ પ્રતિપાદન કરે છે, તે બ્રહ્મને વિશે ઉપાધિનો સ્વીકાર કરવો, તે કદી બની શકે નહિ.

શિષ્ય ઉપાધિથી રહિતપણાનુ સૂચન કરાવનારી કઇ શ્રુતિ છે ?

ગુરૂ—અસ્થૂલ, અનણુ આદિ પ્રમાણુ બ્રહ્મ સંબધી જણાવેલ છે વેદ અપોરુષેયરૂપે છે, તેને વિશે પુરૂષાશ્રયરૂપ દોષનુ આરોપણુ કરવાનો સભવ હોઇ શકે નહિ જે વસ્તુ પ્રમાણુ સ્વરૂપે બીજાના આશ્રયવાળી હોય તેમા એકને વિશે બીજાનો તથા બીજાને વિશે ત્રીજાનો આશ્રય માનવાથી અનવસ્થા પ્રાપ્ત થયા વિના રહેજ નહિ. જો પ્રપચ વસ્તુ પારમાર્થિક સ્વરૂપે હોય તો પછી બ્રહ્મ પ્રપચથી ભિન્ન છે અથવા તો પ્રપચથી અભિન્ન છે, તે સબધી વિકલ્પનો અવકાશ રહે છે, પણુ પ્રપચ સત્ સ્વરૂપે નથી. આ બાબત વિસ્તારપૂર્વક વાચારભણુ ઇત્યાદિ શ્રુતિવડે સિદ્ધ કરવામા આવેલ છે.

## સપ્રજ્ઞાત સમાધિનું સ્વરૂપ.

(૧૧) આનદગિરિ વિવરણ–

वस्तुतश्च प्रपञ्चाभावाद्भेदाभेदवाचोयुक्ते रयुक्तत्वादित्यभिप्रायेणाह अद्वयमिति। परिशोधितं तत्पदार्थमनूद्य तस्य परिशोधितेन त्वंपदार्थेन सहैक्यं वाक्यार्थं वा कथयति ब्रह्मैवेति। एवकार स्तादात्म्यांगीकारप्रयुक्तभेदनिरासार्थम्

तत्पदार्थमनूद्य तस्य त्वमर्थत्वं विधाय त्वमर्थमनूद्य तस्य तदर्थत्वं विदधाति-अहंब्रह्मास्मीति (बृ० १-४, ४) अथ जीवब्रह्मणोर्मिथो व्यतिहारेणैकरसस्वरूपवाक्यार्थप्रतिपत्यर्थं साधनभूतं समाधिं संगिरते-इत्यभेदेनावस्थानं समाधिरिति। पुर्वोक्तयुक्त्या प्रणवस्वरूपार्थानुसंधानपुरःसरमेकरूपवस्तुमात्रत्वेन चित्तस्य तदाकारवृत्तिविशेषावस्थानं संप्रज्ञात-समाधिः योगसूत्र १-१७) इत्युच्यते ॥

અર્થ -વાસ્તવિક રીતે બ્રહ્મને વિશે પ્રપંચનો અભાવ છે આ રીતે અભાવ હોવાથી ભેદ તેમજ અભેદયુક્ત જે કાઇ વચન જણાયલા હોય, તે સર્વ અયુક્ત છે. આ પ્રમાણેનો અભિપ્રાય પ્રકટ કરવા બ્રહ્મ અદ્વય સ્વરૂપે છે, એમ કહેવાયલુ છે તત્પદાર્થનો સાક્ષાત્કાર કરી, તેની શુધ્ધ એવા ત્વં પદાર્થની સાથે એકતા કરવી. આ એકતા સંબંધી શ્રુતિવચન નીચે પ્રમાણે છે -"ब्रह्मैवेति બ્રહ્મ કેવળ" અહીં મૂળમા જે કેવળ શબ્દ આપેલો છે તે જીવ તથા ઇશ્વરના તાદાત્મ્ય સ્વીકારને લઇને છે આમ થવાથી જે ભેદ જોવામાં આવે છે તેનો નાશ થાય છે વળી તત્પદાર્થ અર્થાત્ આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર કરી તે આત્માનુ વિધાન ત્વંપદાર્થરૂપ જીવની સાથે કરવું. વળી ત્વં પદાર્થરૂપ જીવને લઇ તત્પદાર્થરૂપ આત્મા સાથે જોડવો આ રીતની એક્તાને ગ્રહણ કરી શ્રુતિમા કહ્યુ છે કે, अहं ब्रह्मास्मीति (બૃ૦ ૧, ૪, ૧૦) હુ ખરેખર બ્રહ્મસ્વરૂપે છુ, તેથી મારો આત્મા સર્વરૂપ થાય છે." વળી જીવ તથા બ્રહ્મ આ બેઉની એક બીજા

સાથે એકતા છે. આ રીતે બેઉ એક જ રસરૂપે છે, આ પ્રમાણે જાણવાને માટે મુખ્ય રીતે સાધનરૂપ સમાધિ કહેવાય છે. આથીજ સમાધિનો અર્થ એ છે કે, જીવ તથા બ્રહ્મ આ બેઉની અભેદભાવરૂપે પ્રાપ્તિ થવી આ રીતે પૂર્વે વર્ણવેલ યુકિતવડે પ્રણવ સ્વરૂપ ૐકારનુ એક રસરૂપ વસ્તુ માત્ર સાથે જે જોડાણ કરવું તથા આ રીતના એક બીજા સાથે જોડાણ કરવા, ચિત્તની તદાકાર વૃત્તિ થવા માટે જે પ્રયાસ, તે સંપ્રજ્ઞાત સમાધિ કહેવાય છે

## એકરસ એટલે એક વસ્ત્વાકાર.

(૧૧) રામતીર્થ ચંદ્રિકા

મુકતાવસ્થા સંબંધી જે સાર છે, તેનું વર્ણન કરે છે. અભેદભાવરૂપ જે ઉપાય છે, તે સંબંધી શકાનો નાશ કરવા માટે મૂળમા एव શબ્દ આપેલ છે હુ પોતે બ્રહ્મ સ્વરૂપે છું, આ રીતનું જે પુનવચન છે, તે અભેદભાવ પ્રતિજ્ઞાને દૃઢ કરવા માટે છે. જીવ બ્રહ્મની એકતાનો સાક્ષાત્કાર થવા સમાધિરૂપ સાધનની ખાસ જરૂર હોવાથી અહીં તે સબધી જે વર્ણન કરવામા આવેલ છે, તે નિરર્થક નથી. જીવ બ્રહ્મની સાથે મૂળમા જે મિથ શબ્દ આપેલ છે તે એક બીજાનો વ્યતિહાર થવાથી એકતા સંપાદન કરવા માટે છે સમાધિ બે પ્રકારની છે, જેવી કે સંપ્રજ્ઞાત સમાધિ તથા અસંપ્રજ્ઞાત સમાધિ પ્રથમ સંપ્રજ્ઞાત સમાધિનુ સ્વરૂપ કેવા પ્રકારનુ છે, તે દર્શાવ્યું છે. અધ્યારોપનો અપવાદ જણાવી એક રસપણાવડે ચિત્તની તદાકાર વૃત્તિ થવા સંબધી કહ્યુ છે એક રસનો અર્થ એક વસ્તુ આકાર સ્વરૂપ છે હવે અસંપ્રજ્ઞાત સમાધિ કેવા પ્રકારની છે, તે સંબંધી મૂળમા કહેવાય છે.

## અસંપ્રજ્ઞાતનું વર્ણન.

(१२) આનંદગિરિ વિવરણ -

वृत्तिमपि तन्मात्रत्वेनोपसंहृत्य वृत्तिमतश्चित्तस्य प्रयत्नपूर्वकं वस्तुमात्रत्वेनावस्थानमसंप्रज्ञातसमाधिः। (योगसूत्र १-१८) इति गीयते उक्तं च-"मनसोवृत्तिशून्यस्य ब्रह्माकारतया स्थितिः। या संप्रज्ञातनामासौ समाधिरभिधीयते" इति अस्य च प्रयत्नपूर्वकत्वादेव सुषुप्तितो विशेषसिद्धिः सुषुप्तौ तु कारणात्मना चित्तस्यावस्थानं स्थितम्। इह तु कार्याकारणसंबंधविधुरवस्तुमात्रत्वेन तस्य पर्यवस्थानमिष्यते। तद्वासनाविशेषाभ्युपगमाच्चास्य साधनपक्षपात इति भावः॥

અર્થ -જે કાઈ વૃત્તિ ચિત્તને વિશે થાય, તેનો ઉપસંહાર કેવળ બ્રહ્મ વસ્તુ માત્ર વડે કરવો તેમજ વૃત્તિવાળા ચિત્તને પ્રયત્નપૂર્વક કેવળ બ્રહ્મ વસ્તુપણાને વિશે લગાડવુ, તે સમાધિ અસંપ્રજ્ઞાત કહેવાય છે આ રીતે યોગસૂત્રમાં કહેવાયલું છે જ્યારે વૃત્તિથી રહિત મન થાય છે, ત્યારે તે મનની સ્થિતિ બ્રહ્માકાર સ્વરૂપે થાય છે આવી રીતની જે સ્થિતિ, તે અસંપ્રજ્ઞાત નામની સમાધિ કહેવાય છે. આ દ્વિતીય સમાધિ, જે અસંપ્રજ્ઞાતરૂપે કહેવાય છે તેની વિશેષતા સુષુપ્તિના કરતા એટલા માટે કહેવાયલી છે કે, આ સમાધિ પ્રયત્નપૂર્વકવડેજ થઈ શકે છે. સુષુપ્તિમાં ચિત્તની સ્થિતિ કારણ સ્વરૂપ આત્મા સાથે રહેલ હોય છે. વળી આ સમાધિ સ્થિતિમા કાર્ય તથા કારણ સંબંધથી રહિત વસ્તુ માત્રપણાથી યુકત થઈ, ચિત્તની સ્થિતિ રહેલી

કહેવાય છે. વળી ચિત્તની જે વાસના, તે બ્રહ્માકારરૂપ વિશેષ વાસનાનો સ્વીકાર સમાધિમા હોવાથી સુષુપ્તિ તથા સમાધિ આ બેઉના સાધનને વિશે ભિન્નતા રહેલ છે

## સુષુપ્તિ તથા સમાધિમા વિશેષતા

(૧૨) રામતીર્થ ચંદ્રિકા-

વિશેષ સ્પુટતા થવા માટે ફરી અસપ્રજ્ઞાત સમાધિનુ વર્ણન કર્યું છે

શિષ્ય -સુષુપ્તિ અવસ્થા તેજ સમાધિ અવસ્થા શુ નહિ ?

ગુરૂ -બેઉ અવસ્થા એક નથી. પણ બેઉમા જે વિશેષતા રહેલ છે, તે જણાવવામાં આવે છે.

શિષ્ય -સમાધિમા શી વિશેષતા છે ?

ગુરૂ -ચિત્તનુ ફળ એ હોય છે કે, કાર્ય તથા કારણપણાના સંબંધથી રહિત કેવળ બ્રહ્મ સ્વરૂપ વસ્તુ માત્રને વિશે ચિત્તની સ્થિતિ હોય છે. પણ સુષુપ્તિમા તેમ હોતુ નથી. સુષુપ્તિમા વ્યાવહારિક વાસના હોય છે તથા સમાધિમા ચિત્તની બ્રહ્માકારકરૂપ વાસના રહેલ છે. જીવ તથા બ્રહ્મ-સ્વરૂપનુ શોધન થયા પછી એકતાની પ્રાપ્તિ થાય છે આ સંબધી અન્ય શ્રુતિઓમા જે જણાવેલ છે, તે હવે પછી કહે છે.

## જીવ તથા બ્રહ્મની એકતા.

(૧૩) આનંદગિરિ વિવરણ.-

जीवब्रह्मणोरैक्ये श्रुतिं प्रमाणयति–अयमात्माब्रह्मेति (बृ० ४, ४, ३ अत्र च ब्रह्मात्मपदयोः सामानाधिकरण्यं पदार्थयोर्विशेषणविशेष्यत्वम् । ततो विरोधस्फूर्तौ पदार्थस्य

निष्कृष्टस्य वस्तुमात्रेण लक्षणया संबन्धः। ततश्चाखंडैकरस-वाक्यार्थप्रतिपत्तिः। न चैकार्थत्वे पदभेदानुपपत्तिः व्यावर्त्य-भेदादर्थवत्त्वसिद्धेरिति द्रष्टव्यम्। आदिपदेन तत्त्वमस्यादि-महावाक्यानि तत्त्वं पदार्थविषयाणि अवान्तरवाक्यानि ब्रह्मात्मैकरसत्वे पर्यवसितानि गृहीतव्यानि॥

અર્થ –જીવ તથા બ્રહ્મ આ બેઉ એક સ્વરૂપે છે, આ સંબંધી શ્રુતિનું નીચે પ્રમાણે પ્રમાણ છે –"अयमात्मा ब्रह्मेति આ આત્મા પરબ્રહ્મ સ્વરૂપે છે" આ શ્રુતિમાં બ્રહ્મપદ તથા આત્મપદ આ બેઉને વિશે સમાનાધિકરણપણું છે અર્થાત્ આત્મા તથા બ્રહ્મરૂપ બે પદાર્થને વિશે વિશેષણ તથા વિશેષ્ય ભાવનો સંબંધ રહેલ છે આત્મા તથા બ્રહ્મરૂપ બેઉ પદાર્થોને વિશે વિરૂધ્ધતા પ્રકટ કરવાથી, જે પદાર્થ સિધ્ધજ છે, તેના સંબંધી લક્ષણાને લઇ કેવળ વસ્તુ માત્રવડેજ સિદ્ધ થશે. આથી અખંડરસ વચનની પ્રાપ્તિ કરનારા શ્રુતિના આ વચનો છે જે બે પદાર્થો એકજ અર્થના સૂચકરૂપે હોય, તે બે પદાર્થોમાં અભેદભાવજ હોવો જોઇએ, પણ ભેદભાવ નહિ. જ્યાં બેઉ પદાર્થો ભેદભાવથી રહિત હોય ત્યાં એકજ અર્થની સિદ્ધિ થાય છે, એમ જાણવું વળી શંકરાચાર્ય પંચીકરણમાં જે "આદિ શ્રુતિભ્ય" એમ જે "આદિ" શબ્દ મૂકેલ છે, તેવડે તત્વ મસિઆદિ મહા વાકયો ગ્રહણ કરવા. આથી તત્ તથા ત્વં પદાર્થના વિષયવાળા બીજા વચનો, કે જેમાં બ્રહ્મ તથા આત્માની એકરસતા જણાવેલ છે, તેઓને પણ ગ્રહણ કરવા.

## લક્ષણા નિરૂપણ.

(૧૩) રામતીર્થ ચંદ્રિકા:-

જીવ તથા બ્રહ્મ એકજ સ્વરૂપે છે, આ સંબંધી અખંડાર્થત્વની પ્રાપ્તિવાળા "આ આત્મા બ્રહ્મરૂપે છે" ઇત્યાદિ અનેક વચનો છે સમાનાધિકરણનો અર્થ નીચે પ્રમાણે છે - ભિન્ન પ્રવૃત્તિવાળા શબ્દોની એકજ અર્થને વિશે જે વૃત્તિ થવી, તે સમાનાધિકરણ છે

ગુરૂ -હે શિષ્ય! જીવ તથા બ્રહ્મ આ બેઉ પદાર્થોનો જે એક બીજા વિશે ભેદભાવ જોવામા આવે છે, તેનો નિષેધ કરવાથી વિશેષણ તથા વિશેષ્યત્વ ભાવ ઉત્પન્ન થાય છે જેમકે "કાળુ કમળ" આ પ્રમાણે આ શ્રુતિવચન વિશિષ્ટયુકત છે

શિષ્ય -આ સબંધી કેવા પ્રકારનો વિશિષ્ટ ભાવ રહેલછે?

ગુરુ -"કાળું કમળ" આમા કાળુ એવા પ્રકારનો ગુણ તથા કમળરૂપ દ્રવ્ય, આ બેઉ પદાર્થનો ગુણ તથા ગુણી ભાવવડે સબંધ રહેલો છે.

શિષ્ય -જીવ તથા બ્રહ્મ આ બેઉ પદાર્થને વિશે વિરોધ હોવાથી વિશિષ્ટ વચનનો અસભવ છે

ગુરુ -લક્ષણા ત્રણ પ્રકારની હોય છે, જેવી કે, જહલ્લક્ષણા આમા જહલ્લક્ષણાનો અસભવ છે જેમકે ગગાને વિશે ગાયોનો કોઠાર છે અહીં વાચ્યાર્થના અશેષનો ત્યાગ થવો અસભવિત છે તેજ પ્રમાણે અજહલ્લક્ષણાનો પણ અસભવ છે. જેમકે, "લાલ દોડે છે" આમાં વિરૂધ્ધતા છે જહલ્લક્ષણામા ગગાને વિશે ગાયોનો કોઠાર હોય નહિ, પણ ગગાના કિનારાપર હોય છે વળી અજહલ્લક્ષણામાં લાલ દોડે છે. આમા લાલનો દોડવાનો અસંભવ છે. પણ લાલ

ઘોડાના દોડવાનો સંભવ છે માટે પરિશેષરૂપે જે જહદજહ લ્લક્ષણા છે તેનો આશ્રય ગ્રહણ કરવો જેમકે, "સ'અયદેવદત્ત આ તે દેવદત્ત છે" વિરૂદ્ધ અંશોનો ત્યાગ કર્યા પછી ચિદ શની અખંડૈક રસતા રહેલ છે આ રીતના વચનની પ્રતીતિરૂપે નીચે પ્રમાણે પ્રમાણ છે -જેમકે "अयमात्मा ब्रह्म આ આત્મા બ્રહ્મસ્વરૂપે છે" આ વચન અખંડ એક રસના સૂચકરૂપે છે તથા તેમા કાર્ય તથા કારણ સ્વરૂપ દ્રવ્યનો અભાવ છે આ પ્રમાણે સમાનાધિકરણપણુ થવાથી सोऽयदेवदत्त આ વચનની માફક આત્મા તથા બ્રહ્મ બેઉ પદની એકાર્થતા પ્રાપ્ત થાય છે.

આ પ્રમાણે એકતા હોવાથી સહ પ્રયોગનો અભાવ છે. તેથીજ મૂળમા કહ્યું છે કે, એકજ અર્થમા પદના ભેદનો અસભવ છે अयमात्मा ब्रह्म ઇત્યાદિ શબ્દમા આદિ શબ્દવડે "सत्यज्ञानमनत (તૈ૦ ૨, ૧, ૧) આત્મા સત્યરૂપે, જ્ઞાનરૂપે તથા અનત સ્વરૂપે છે" ઇત્યાદિ અનેક વચનોનો સમાવેશ થાય છે.

## બ્રહ્મસિદ્ધિ કેવી રીતે ?

(૧૪) આનદગિરિ વિવરણ -

तदेवमधिकारिणो वाक्यात् ब्रह्मात्मक्यसाक्षात्कारसमुत्पत्तौ अज्ञानतत्कार्यनिवृत्तौ अनारब्धफलपूर्वोपार्जितकर्मदहनात् उत्तरकालीनकर्मणश्चानाश्लेषात् आरब्धफलकर्मणश्च भोगेनैव क्षयात् तदवस्थितिप्रयुक्तदेहावभासजगदवभासनिवृत्तौ तदात्मनावस्थिताविद्याभावात् तत्कार्यनिवृत्तेश्च वस्तुस्वपेरूणैव परिशेषात्, प्रत्यगात्मा सच्चिदानंदात्मकः सत्यज्ञानानंतानन्दस्वरूपं ब्रह्मैवेति सिद्धम् ॥

षड्विधं लिंगमाश्रित्य वेदान्ता यत्र निष्ठिताः ।
विधानप्रतिषेधाभ्यां तं वन्दे पुरुषोत्तमम् ॥

इति आनंदगिरि विरचितं पंचीकरणविवरणं संपूर्णम् ॥

અર્થ—આ પ્રમાણે જેણે આત્મસાક્ષાત્કાર કરેલો છે, એવા ગુરૂના ઉપદેશવડે, બ્રહ્મ તથા આત્માની એકતાના સાક્ષાત્કારની ઉત્પત્તિ થાય છે તેમજ અજ્ઞાન તથા તેના કાર્યની નિવૃત્તિ થાય છે જે ફળનો આરભ નથી કરાયલો, તેવા ફળનો તેમજ પૂર્વે કરેલ કર્મનો નાશ થાય છે વળી પાછળથી જે કર્મ થતા જાય છે તેનો તેને સ્પર્શ થતો નથી, આરભ કરાયેલ ફળ તથા કર્મનો ભોગવાવડે ક્ષય થાય છે પર બ્રહ્મને વિશે સ્થિતિ જોડાયલી હોવાથી દેહ તેમજ જગતનો જે વ્યવહાર જોવામા આવે છે તેનો નાશ થાય છે. વળી દેહાત્મા તથા તેના કારણરૂપ કર્મસ્વરૂપ પ્રારબ્ધ કર્મવાળા અવિદ્યાનો અભાવ થાય છે, અવિદ્યાના કાર્યની નિવૃત્તિ થાય છે, તથા પરમાર્થિ વસ્તુ સ્વરૂપે જ્યારે સ્થિતિ થાય છે ત્યારેજ પ્રત્યક્ સ્વરૂપ આત્મા જે સચ્ચિદાનદ સ્વરૂપે છે, જે સત્ય, જ્ઞાન તથા અનત સ્વરૂપે છે, તેમજ જે આનદ સ્વરૂપે છે તેજ આત્મા બ્રહ્મસ્વરૂપે છે, એમ સિદ્ધ થાય છે.

છ પ્રકારના ગ્રથને વિશે રહેલ વિભાગનો આશ્રય કરી વિધિ તથા નિષેધવડે જે પુરુષોત્તમ ભગવાનને વિશે વેદાન્તો રહેલા છે, તે પુરૂષોત્તમ ભગવાનને હુ વદન કરૂ છું.

ઇતિ આનદગિરિ વિરચિત પચીકરણ વિવરણું સપૂર્ણમ્ ॥



(૧૪) સ્વામી રામતીર્થ ચ દ્રિકા'-

જ્યારે પ્રકરણના વિષયનો ઉપસંહાર કરવામા આવે છે ત્યારે અનુક્રમે કરી જીવન્મુક્તિ દશા કેવા પ્રકારની છે, તે સબધી વિવેચન કરવામા આવે છે પ્રથમ તત્વમસ્યાદિ વાકયનુ ચિતન કરવાથી શું ફળ થાય છે, તે જણાવવામા આવે છે તેમ થવાથી બ્રહ્મ તથા આત્મા એક સ્વરૂપે છે, આવો સાક્ષાત્કાર થાય છે વચનની સિદ્ધિ થવાથી કંઠને વિશે સુવર્ણના સાત્ક્ષાકારની માફક ગુરૂએ ઉપદેશ કરેલ તત્ત્વમસિ મહા વાકયવડે બ્રહ્મ તથા આત્માની એકતાનો સાક્ષાત્કાર થાય છે જ્યારે આત્મસાક્ષાત્કાર થાય છે, ત્યારે તેની કેવી સ્થિતિ થાય છે, તે કહે છે જે રીતે દીવો અધકારનો નાશ કરે છે તથા પ્રકાશનો ઉદય કરે છે, તે પ્રમાણે આત્મસાક્ષાત્કાર થવા પછી અનેક સસાર મૂળના અજ્ઞાનનો નાશ થાય છે તથા આત્મસાક્ષાત્કારની જ્યોતિ ઉદય પામે છે.

હવે કારણનો નાશ થવાવડે કાર્યનો નાશ થાય છે, તે દર્શાવવામા આવે છે

શિષ્ય -જ્ઞાન તથા અજ્ઞાનનો વિરોધ છે, તો પછી વિરોધથી રહિત એવુ કર્મ જ્ઞાનથી નાશ પામે છે, એમ કહેવું યોગ્ય નથી કારણ કે સવની પ્રાપ્તિ પ્રપચ તથા જ્ઞાનાત્મકતાને લીધે થાય છે

ગુરુ -તેમ હોય તો દેહના આરભરૂપ કર્મો અવિદ્યારૂપ કાર્ય લઇને થાય છે. આથી જ્ઞાનોત્પત્તિ થાય કે તુરતજ દેહનો પાત થવો જોઈએ પણ તેમ થતુ નથી. આથીજ મૂળમા કહ્યુ છે કે, પ્રારબ્ધ કર્મોનો નાશ ભોગ પછી જ થાય છે,

જીવન્મુક્તિના સ્વરૂપનુ આવડે નિરૂપણ કરવામા આવેલ છે. હવે પરમ મુક્તિનુ સ્વરૂપ કેવા પ્રકારનુ છે તે સબધી કહેવામા આવે છે દેહના આરભકરૂપ કર્મની સ્થિતિ જ્યાસૂધી દેહ સ્વરૂપે કરી ભાસ થાય છે ત્યા સૂધીજ થાય છે તેજ પ્રમાણે જગતનો જે આભાસ થાય છે, તે બળેલા પટના સમાન છે અર્થાત્ બળેલ કપડુ કશા કામનુ હોતું નથી, તે પ્રમાણે જગતનો જે ભાસ છે તે પણ મિથ્યા છે પરમ જીવન્મુક્તિવાળાને દેહરૂપે કરી ભાસ થવો તે તેમજ જગદાભાસ થવો તે, આમ બેઉ પ્રકારના આભાસોની નિવૃત્તિ થાય છે દેહાત્મા થવાનુ કારણ કર્મ છે. કર્મ પ્રારબ્ધકર્મને લઈને થાય છે આ સર્વનો આવિર્ભાવ અવિદ્યાને લઇને થાય છે પણ પરમ જીવન્મુક્તાવસ્થાવાળાને આ સર્વનો અભાવ છે તેમજ તેના કાર્યનો નાશ થાય છે. અર્થાત્ વાસનામય સસારનો નાશ થાય છે આથી પરિશેષરૂપ પ્રકરણવડે પ્રતિપાદન કરવા યોગ્ય જે સાધ્ય વસ્તુ છે, તે સિધ્ધ થઇ શકે છે આ મોક્ષનુ સ્વરૂપ કેવા પ્રકારનુ છે, તે સબધાનો નિશ્ચય અનેક વિશેષણોવડે થાય છે ગ્રથના આદિમા, ગ્રથના મધ્યમા તથા ગ્રથના અતે મગળાચરણ કરવુ જોઇએ આ પ્રમાણે શિષ્ટ સપ્રદાય હોવાથી શ્રી આનદગિરિ ષડ્ વિધ ઇત્યાદિ શ્લોકવડે ઇષ્ટ દેવતાને પ્રણામ કરે છે.

હવે છ પ્રકારના ગ્રંથના વિભાગો કયા છે, તે દર્શાવાય છે. જેમકે:—

उपक्रमोपसंहारावभ्यासोऽपूर्वताफलम् ।
अर्थवादोपपत्ती च लिंगं तात्पर्यनिर्णये ॥

છ વિભાગો અથવા લિંગ નીચે પ્રમાણે છે -ગ્રંથને વિશે ઉપક્રમ, ઉપસંહાર, અભ્યાસ, અપૂર્વતારૂપ, અર્થવાદ તથા ઉપપત્તિ આ ગ્રંથના તાત્પર્યનો નિર્ણય કરવામાં છ લિંગો છે.

વળી વિધાન તથા પ્રતિષેધ કયા, તે સંબંધી કહ્યું છે કે, सदेव सोम्येद मग्रआसीत् (છા૦ ૬) પૂર્વે કેવળ સત્સ્વરૂપે હતું. किंचन (બૃ૦ ૪, ૪, ૧૬)અનેક પ્રકારના ભાવો મિથ્યારૂપે છે આ પ્રતિષેધ કહેવાય છે

મંગળાચરણ.

पंचीकृते विवरणमर्थतः प्रकटीकृतम् ।
यथाश्रुतं यथाबुद्धि तेन तुष्येद्रमापतिः ॥

અર્થ-મારાવડે અર્થશઃ પંચીકૃતનું વિવરણ પ્રકટ કરવામાં આવ્યું છે. જે રીતે મારાવડે શ્રવણ કરવામાં આવ્યું છે તથા જેવી મારી બુદ્ધિ છે, તે પ્રમાણે આ તૈયાર થયું છે. આવડે રમાપતિ મારાપર પ્રસન્ન થાઓ

सीतासुवर्णलतिकापरिवीतगात्रं ।
प्रेमामृतार्द्रचरणं सुखसत्फलाढ्यम् ॥
कीर्तिप्रसूनपरिवासितसर्वलोकम् ।
रामाभिधं जगति कल्पतरुं नमामि ॥

અર્થ.-જેમના ગાત્રને વિશે સુવર્ણલતારૂપ સીતાજી વીંટલાઇને રહેલા છે, જેમના ચરણો પ્રેમરૂપ અમૃતથી

ભરપૂર છે, જે કલ્પતરૂ સુખ સ્વરૂપ ફળને અપનારૂં છે, જેનો કીર્તિરૂપ સુગંધ સર્વ લોકને વિશે પસરી રહેલ છે, આવુ રામ એવા નામનુ જે કલ્પતરૂ જગતને વિશે છે, તને હુ નમન કરૂ છુ

ઇતિરામતીર્થ વિરચિત પંચીકરણ વિવરણ ટીકા સમાપ્ત.

## જ્ઞાનસ્વરૂપ દેહ વિચાર.

**શ્રી** રામદાસ સ્વામીએ ચોથા જ્ઞાન સ્વરૂપ દેહ સંબંધી નીચે પ્રમાણે કહેલ છે -

चोथो महाकारण देह ज्ञान स्वरूप,
तेनो तुं प्रकाशक शुद्ध स्वरूप ॥
तेहनां तत्व कहुं सुजाण,
ते तुं श्रवण कर विन कान ॥१९॥
तुर्या अवस्था मूर्द्धनि स्थान,
परावाचा आनंदात्रभास भोग जाण।
इच्छा शक्ति शुद्ध सत्वगुण मान,
अर्द्धमात्रा प्रत्यगात्मा अभिमान ॥२०॥
एवां सर्व मळीने व्यास तत्व कही,
तुं एनो जाणनार स्वप्रकाश सही ॥
अहंब्रह्मास्मि यह दृढ होई,
एज साक्षात्कार कहोए सोइ ॥२१॥
एवा चार देहथी न्यारो होय,
तो हमणा मुक्तिसुख पामे सोय।
सर्व व्यापक सहुथी न्यारो,
विवेक दृष्टि करी विचारो ॥२२॥

शिष्यः—

हुं स्थूल सूक्ष्मकारण नहीं, नहि महाकारण रूप ।
नहीं जाग्रत् स्वप्न सुषुप्ति, हुं पोते शुद्ध स्वरूप ॥२३॥
तुर्या साक्षी तो कोय कहे, जो साक्ष्य पदारथ होय ।
उपाधिरहित स्वरूप हुं नहीं, साक्ष्य साक्षी होय ॥२४॥
हुं विश्व तैजस प्राज्ञ नहीं, नहि तुर्या मुजमांय ।
नहि द्रष्टा साक्षी नहि, केवळ शुद्ध हुं भाय ॥२५॥
ज्यां नहि पिंड ब्रह्मांड नहि, नहि एक त्यां दोय ।
प्रकृति पुरुष ज्यां नहि, स्वयंप्रकाश सत सोय ॥२६॥
वृत्तिव्याप्ति फलव्याप्ति विना, जेमनुं तेम स्वरूप ।
सदा उदित स्वप्रकाश छे, मन वाणी विन रूप ॥२७॥
एम अभेद लक्ष्य जाणी करी, रहिये सुखस्वरूप ।
निरंतर महदाकाशवत्, पोते स्वयं स्वरूप ॥२८॥
तत्त्वं मठ घटाकाशवत्, असिपद महदाकाश ।
बे उपाधि भाग त्याग करी, पोते स्वयंप्रकाश ॥२९॥

गुरुः—

तत्पद उपाधि माया कही, त्वंपद अविद्या जान ।
बे उपाधि दृश्य त्याग करी, पोते शुद्ध भगवान ॥३०॥
जन्म मरण देहने कही, क्षुधा पिपासा प्राण ।
शोक मोह मननो धर्म, पोते ब्रह्म प्रमाण ॥३१॥

देहने माथे प्रारब्ध कर्म, हुं पोते अभोक्ता परब्रह्म ।
एम जे जाणे अनुभवयुक्त, तेने कहीए जीवन्मुक्त ॥३२॥
देहने हुं माने जे कोई, महादोषी कहीए सोई ।
आत्मबुद्धि जेने भाई, महा पुण्य जाणीय ताई ॥३३॥
जेने तुं कहे छे देव, ते तुं चैतन्य सत्यमेव ।
बीजो देव माने जे कोई, एज बंधन तेने होई ॥३४॥
प्रथम वृत्ति त्याग करि, बीजी उठवा न दइए ।
वचमां निर्विकल्प दशानो, अभ्यास करता रहीए ॥३५॥
श्रवण मनन निदिध्यासन करी, करीए साक्षात्कार ।
सच्चिदानंद परब्रह्म हुं, कहे छे वेद पुकार ॥३६॥

અર્થ:—જે ચોથો દેહ છે તે મહાકારણ સ્વરૂપે છે વળી તે જ્ઞાન સ્વરૂપે છે આ મહાકારણ દેહના પ્રકાશક સ્વરૂપે તથા શુદ્ધ સ્વરૂપે તુ પોતે છે હવે આ મહાકારણ દેહનાં તત્ત્વો શુ છે તે તુ એકાગ્ર ચિત્તવડે અનુભવ યુકત થઈ સાભળ. (૧૯)

અર્થ:—તુરીયા અવસ્થા અર્થાત્ ચોથી અવસ્થારૂપે તારો આત્મા છે. શરીરને વિશે ઉત્તમ સ્થાન મસ્તક છે માટે આત્માનુ સ્થાન મસ્તક કહ્યુ છે. શબ્દના ઉચ્ચારની પહેલી અવસ્થા જે પરાવાચા છે, તે મહા કારણની છે. વિશેષ આનંદનો અનુભવ આને વિશે છે. નિર્વિકલ્પ સ્થિતિનો અનુભવ થવાથી આ ઇચ્છાશક્તિરૂપે તથા રજોગુણ તેમજ તમો ગુણથી રહિત હોવાથી શુધ્ધ સત્વ ગુણે આ અવસ્થા છે.

અર્ધમાત્રારૂપે આ અવસ્થા છે. હું દ્રષ્ટારૂપે છુ, આ રીતનુ અભિમાન હોવાથી તે પ્રત્યક્ સ્વરૂપે કહેવાય છે. (૨૦)

અર્થ:—સ્થૂલ દેહના તેત્રીશ તત્વો છે, સૂક્ષ્મદેહના તેત્રીશ, કારણ દેહના આઠ તથા મહાકારણ દેહના આઠ, એમ બધુ મળી બ્યાસી તત્વો છે આ સર્વ તત્વોના જાણનાર તુ સ્વય પ્રકાશ પોતે છે હુ બ્રહ્મસ્વરૂપે છું, આ રીતનુ દૃઢ જ્ઞાન થાય છે ત્યારે આત્મસાક્ષાત્કાર થાયછે (૨૧)

અર્થ:—સ્થૂલ, સૂક્ષ્મ, કારણ તથા મહાકારણ આ ચાર પ્રકારના દેહથી ભિન્ન શુધ્ધ ચૈતન્યસ્વરૂપ આત્મા છે. આ રીતના દેહના અધ્યાસનો ત્યાગ થવાથી મુક્તિસુખને પમાય છે આ આત્મા બધી અવસ્થાઓથી તથા પ શરીરોથી જૂદો છે. તે સ્વગતાદિ ભેદથી રહિત છે, એ રીતનો તમો અનુભવ કરો (૨૨)

અર્થ:—હવે શિષ્ય અનુભવ કર્યાપછી કહે છે કે, હુ સ્થૂલ, સૂક્ષ્મ તથા કારણ દેહરૂપે નથી, હુ મહાકારણ દેહરૂપે નથી, હુ જાગ્રત, સ્વપ્ન કે સુષુપ્તિ આ ત્રણે અવસ્થારૂપે નથી, હુ કેવળ પોતે શુદ્ધ સ્વરૂપે છુ. (૨૩)

અર્થ—સાક્ષીને જોવા યોગ્ય જે પદાર્થ છે તે સાક્ષ્ય છે જાગ્રતના સાક્ષ્ય પદાર્થો મિથ્યા છે. તો પછી સાક્ષી તેમજ સાક્ષ્ય પણ નથી. અર્થાત્ સાક્ષ્ય તથા સાક્ષીથી રહિત શુધ્ધ સ્વરૂપે હુ પોતે છુ. (૨૪)

અર્થ·—હું જાગ્રત અવસ્થાના અભિમાનીરૂપ વિશ્વ સ્વરૂપે, સ્વપ્નાવસ્થાના અભિમાનીરૂપ તૈજસ રૂપે, સુષુપ્તિ

અવસ્થાના અભિમાનીરૂપ પ્રાજ્ઞસ્વરૂપે, ચોથી અવસ્થા તુર્યારૂપે, દ્રશ્ય તથા સાક્ષ્ય વસ્તુનો અભાવ હોવાથી દ્રષ્ટા તથા સાક્ષી ભાવથી રહિત, હુ છુ હુ કેવળ શુદ્ધ સ્વરૂપે તથા સ્વયં પ્રકાશસ્વરૂપે છુ (૨૫)

અર્થ –આ અદ્વૈત સ્વરૂપમા પિડ કહેતા શરીરનો બંસંધ નથી, વળી તેમા બ્રહ્માડનો સબધ પણ નથી ત્યા એક બે એવી સખ્યાની ગણતરી પણ હોતી નથી પ્રકૃતિ અર્થાત્ માયા તથા પુરુષ કહેતા માયા યુકત જીવ, આ બેઉ પણ અદ્વૈત સ્વરૂપને વિશે હોતા નથી અદ્વૈત સ્વરૂપ સ્વયં પ્રકાશરૂપે છે (૨૬)

અર્થ –અતકરણની વૃત્તિને વિશે ઘડો આદિ પદાર્થ સ્પુરે છે. આથી તેને વૃત્તિવ્યાપ્તિ કહે છે ચૈતન્યવડે આ ઘટ છે એવી જે વ્યાપ્તિ, તે ફળ વ્યાપ્તિ કહેવાય. આ બેઉ પ્રકારની વ્યાપ્તિઓ અદ્વૈત ભાવને વિશે હોતી નથી કોઇપણ પ્રકારના વિકારનો તેમા સભવ હોતો નથી તે અદ્વૈત સ્વરૂપ પોતેજ પોતાની મેળે પ્રકાશે છે. તે મન તથા વાણીના અવિષયરૂપે છે. (૨૭)

અર્થઃ–જીવ તથા બ્રહ્મને વિશે અભેદભાવ છે આ અભેદભાવને ઓળખવો જોઇએ. આ અભેદભાવને ઓળખવાથી સુખ સ્વરૂપે કરી રહેવાય છે આ આત્મસ્વરૂપ મહા આકાશની માફક નિરતરરૂપે છે. વળી પોતે સ્વસ્વરૂપે છે. (૨૮)

શબ્દાર્થ –તત્ત્વમસિ આમા ત્રણ પદ છે. તત્, ત્વમ્ તથા અસિ. આ ત્રણ પદોમાથી તત્ તથા ત્વં આ બે પદો

ઘટાકાશ અથવા મઠાકાશ જેવા છે વળી અસિપદ મહાકાશ સ્વરૂપે છે. અલ્પ આકાશ તેમજ મહાકાશરૂપ બે ઉપાધિનો ત્યાગ કર્યા પછી જે પોતે શુધ્ધ ચૈતન્ય સ્વરૂપે છે, તે હું પોતે છુ (૨૯)

અર્થ –તત્ પદ ઇશ્વર વાચ્ય છે આની ઉપાધિ માયા છે. વળી ત્વ પદ જીવ છે તથા તેની ઉપાધિરૂપે અવિદ્યા છે ભાગ ત્યાગ લક્ષણાવડે આ બેઉ પ્રકારની ઉપાધિનો ત્યાગ કરવાથી તું પોતે શુધ્ધ ચૈતન્ય સ્વરૂપે થઇને રહેશે (૩૦)

અર્થ –દેહના ધર્મ જન્મ તથા મરણ છે, પ્રાણના ધર્મ ક્ષુધા તથા પિપાસા છે મનના ધર્મ શોક તથા મોહ આદિ છે પણ દેહ, પ્રાણ તથા મનના સર્વ પ્રકારના ધર્મોથી રહિત તારો આત્મા છે તારો જે આત્મા છે તેજ પરબ્રહ્મ સ્વરૂપે છે (૩૧)

અર્થ –જે કાંઇ કર્મ કરવામા આવે છે તેનો ભોગવનાર આ સ્થૂલદેહ છે પણ પરબ્રહ્મ પોતેજ કોઇપણ પ્રકારના ભોગથી રહિત છે આ રીતનો અનુભવ જેને હોય છે તેને શોક કે મોહ આદિ કશા રહેતા નથી આથી તે પુરૂષ જીવન્મુક્ત કહેવાય છે (૩૨)

અર્થઃ—જેમ સન્નિપાતવાળો અનેક પ્રકારે બબડાટ કરે છે તે રીતે જે પુરૂષ દેહને આત્મારૂપે માનનાર છે, તે મહા દોષવાળો છે, એમ જાણવુ પણ ગુરૂના ઉપદેશવડે જેને સચ્ચિદાનંદ બ્રહ્મ સ્વરૂપે હુ પોતે છુ, એવો નિશ્ચય થાય છે તેને મહાપુણ્યશાળી જાણવો. (૩૩)

અર્થઃ—જેને તું પોતે દેવ સ્વરૂપે કહે છે તે દેવ અર્થાત્ પ્રકાશમાન સ્વરૂપે તથા ચૈતન્યસ્વરૂપે તુ પોતેજ છે તારાથી ભિન્ન બીજુ કોઇ ચૈતન્યસ્વરૂપે નથી મારાથી ભિન્ન આત્મા કોઇ બીજોજ છે, એમ જે માને છે, તેને અનેક પ્રકારના બંધન થાય છે (૩૪)

અર્થઃ—પ્રથમ વૃત્તિ એ કે, હુ સુખી છું તથા હુ દુ ખી છુ તથા બીજી વૃત્તિ એ કે, આ દેહ મારો છે તથા હું પોતે દેહરૂપે છુ આ રીતની બે પ્રકારની વૃત્તિમાથી જેવી પ્રથમ વૃત્તિનો ત્યાગ થાય એટલે દેહને વિશે મમત્વ ભાવનો ત્યાગ કરી અર્થાત્ બીજી વૃત્તિમા નહિ પેશતા પ્રથમ સવિકલ્પ સમાધિનો અભ્યાસ કરવો તથા સવિકલ્પ સમાધિ સિદ્ધ થયા પછી નિર્વિકલ્પ સમાધિને વિશે ઉતરવુ (૩૫)

અર્થ –ગુરુ પાસેથી વેદાતના અર્થને સાભળવા, તે શ્રવણ છે. આ સાભળ્યા પછી વેદાત યુકિતઓથી તેનુ જે ચિતન કરવુ તેનુ નામ મનન છે તથા વર્ણાશ્રમાદિથી રહિત, સ્થૂલાદિથી રહિત, શુધ્ધ તથા મુકત સ્વરૂપે હુ છુ, આ રીતનો જે સતત પ્રવાહ, તે નિદિધ્યાસન છે આ ત્રણ પ્રકારવડે આત્મ-સાક્ષાત્કાર થઇ શકે છે. હુ પોતે સચ્ચિદાનદ સ્વરૂપે તથા પરબ્રહ્મ સ્વરૂપે છુ, એ રીતનો નિશ્ચય થાય છે. (૩૬)

विषय विषवत् त्याग करि करीए साधुसंग ।
पोते सच्चिदानंद सदा जेमनो तेम अभंग ॥३७॥

અર્થ –સર્વ પ્રકારના ઇન્દ્રિયાદિના જે વિષયો છે તેનો વિષની માફક ત્યાગ કરવો અર્થાત્ તેઓને વિશે આસકિત

રાખવી નહિ તેજ પ્રમાણે બ્રહ્મનિષ્ઠ એવા ગુરૂનું સર્વદા સેવન કરવુ હુ પોતે સચ્ચિદાનંદ સ્વરૂપે તથા કોઇ પણ પ્રકારના વિકારથી રહિત છું, એમ સાધુ સંગવડે લાભે સમયે આત્મસાક્ષાત્કાર થશે (૩૭)

## જ્ઞાનાગ્નિવડે કાર્યોનુ છેદન.

કૈવલ્ય ઉપનિષદમાં કહ્યુ છે કે, ॐकार अरणि कृत्वा प्रणवश्चोत्तरारणिम्। ध्यान निर्मथनाभ्यासात् पापंदहतिपंडितः

અર્થઃ—ૐકારને ઉપરની અરણિનુ લાકડું કરી તથા પ્રણવને નીચેની અરણીનુ લાકડુ કરી, તેમજ ધ્યાનરૂપી મથન દંડવડે જે જ્ઞાનરૂપ અગ્નિ ઉત્પન્ન થાય છે તેથી સર્વ પ્રકારના પાપોનો નાશ થાય છે આ સંબંધી, હે શિષ્ય! એક પટેલનુ દૃષ્ટાત હુ કહુ તે સાભળ

### (૧) એક પટેલનુ દષ્ટાંત.

બ્રહ્મપુર નામે એક ગામ હતુ. આમા બ્રહ્મબંધુ નામે એક પટેલ રહેતો હતો. આ માણસનુ સાસરૂ ત્યાથી વીસ ગાઉ પર વિષયપુર નામના ગામવિશે હતું એક વેળા પટેલ પોતાની પટલાણીને વિષયપુરથી તેડી લઇ આવવા પોતાના ગામમાથી નીકળ્યા. હવે કુદરતી નિયમજ છે કે, સાસરે જવુ હોય ત્યારે સારા કપડા પહેરવાજ જોઇએ તે રીત પ્રમાણે આપણા પટેલ સાહેબ બણીઠણીને સાસરે જવા માટે નીકળ્યા. પોતે એક માફો ત્યા સાસરે લઈ જવા માટે તૈયાર કરાવ્યો. માફામાં બેસી

પટેલભાઇ સાસરે જવા નીકળ્યા પણ જે ગાદી પાથરેલી, તે પર એક કાલસો પડી રહેલો. આની પટેલભાઇને પ્રથમ ખબર પડી નહિ આથી પોતાના સફાઈદાર કપડાને ડાઘો પડયો. આ ડાઘો પોતાના કપડા પર પડવાથી પટેલભાઈ તો એટલા બધા ચીડાઇ ગયા કે, પોતે સાસરેથી પટલાણીને તેડી, જેવા ઘર પ્રતિ આવે છે કે, પોતાના માણસોને હુકમ કર્યો કે, આપણા ગામમા જેટલા કોલસા હોય તેટલા ભેગા કરો. કારણ કોલસા કપડાને કાળા કરવાવાળા છે પછી માણસોએ પટેલના હુકમથી આખા ગામના કોલસા ભેગા કર્યા. ગામને પાદરે કોલસાનો એક મોટો ઢગ તૈયાર થયો. હવે આટલા બધા કોલસાને ધોઈને સાફ કરવા સેકડો મણ સાબુ ભેગો કર્યો જેમ જેમ સાબુવડે કોલસાને ધોવા માડયા તેમ તેમ કાળા પાણીની નીક વહેવા માડી, પણ કોલસા કાળાના સફેદ થયા નહિ. ત્યા આગળથી એક વટેમાર્ગુ જતો હતો, તેણે પેલા પટેલને પૂછયુ કે, આ શુ કરો છો ? ત્યારે પટેલે કહ્યું કે, આ કોલસાની જે કાળાપણાની જાત છે તે સુધારૂ છુ વટેમાર્ગુએ કહ્યુ કે, આમ સાબુ ગમે તેટલો વાપરશો, પણ તેથી કોલસાની કાળાશ જશે નહિ. તેજ રીતે દેહને ગમે તેટલો સાબુવડે આપણે ધોયો કરશું', પણ તેથી અતકરણને વિશે રહેલ અજ્ઞાનરૂપી ગ્રંથિનો નાશ થશે નહિ કોલસાને જો સફેત કરવા હોય તો આ સઘળા કોલસામા અગ્નિ લાવી નાખો, જેથી તે બળીને રાખરૂપે થઇ જશે તથા પોતાના કાળાપણાનો ત્યાગ કરશે. પટેલે તે પ્રમાણે કર્યુ . જેથી કોલસાએ પોતાના

સ્વભાવનો ત્યાગ કર્યો આજ રીતે મળરૂપ કર્મનો નાશ કરવા માટે જ્ઞાન છે, પણ તે શિવાય બીજો કોઇપણ ઉપાય નથી. આથીજ ગીતામા શ્રી કૃષ્ણ ભગવાને કહ્યું છે કે, **ज्ञानाग्नि सर्वकर्माणि भस्मसात्कुरुतेऽर्जुन।** હે અર્જુન! જ્ઞાનરૂપ અગ્નિ સર્વ પ્રકાકના કર્મોને બાળી ભસ્મરૂપે કરે છે.

શિષ્ય–આ જ્ઞાનની પ્રાપ્તિ અતઃકરણમા ઠસે, માટે તેનો ઉપાય શું છે?

ગુરૂ–આના માટે મુખ્ય ઉપાય એ છે કે, સર્વ પ્રકારના વિષયોપરથી ચિત્તનો સકોચ કરવો કારણ કે વિષયો જ મનુષ્યને બાધવાવાળા છે. આથીજ વિવેકચૂડામણિમા કહ્યું છે કે, હરણનો શબ્દરૂપ વિષય, એટલો બધો બળવાન છે કે, જેથી તે સાભળવા જાય છે તથા બધનને પામે છે. હાથીને સ્પર્શરૂપ વિષય એટલો બધો બળવાન છે કે, તે કૃત્રિમ હાથણી તરફ દોડે છે તથા ખાડામા પડી પકડાઇ જાય છે. પતંગીઆને રૂપ વિષય એટલો બધો બળવાન છે કે, જેથી તે અગ્નિપર પડી બળી ભસ્મ થાય છે માછલાને રસઇન્દ્રિય વિષય એટલો બધો બળવાન છે કે, ગર ખાવા જાય છે તથા માછીની જાળમા સપડાઇ જાય છે. વળી ભમરાને ગંધવિષય એટલો બધો બળવાન છે કે, તે સુગંધ લેતી વખતે કમળમાં આજના બીડાઇ જાય છે તથા મરણ પામે છે જુવો, આ દરેક પ્રાણીમા એકેક ઇન્દ્રિય બળવાન હોવાથી આ રીતે બંધનને પામે છે, તો પછી પુરૂષને તો પાચે ઇન્દ્રિયોના વિષયો બળવાન છે, તો પછી તે કેમ બધનને પામે નહિ?

## (૨) ચોવીસ માળવાળા મહેલનું દૃષ્ટાંત.

હે શિષ્ય ! એક રાજા મહા ચક્રવર્તી હતો તેણે દેશેદેશના રાજાઓને જીતી પુષ્કળ ધન આણ્યું હતુ. આ ધનવડે તેણે એક ચોવીશ માળવાળો મહેલ બધાવ્યો હતો એક વેળા સાજના રાજા ખાવા બેસતો હતો, તેવામા તેના પેટમા દુખી આવ્યુ તેણે જાણ્યુ કે, ઉપર પહેલા માળે જઇશ તો કંઇ દુખની શાંતિ થશે, પણ ત્યા જવાથી કશી શાતિ થઇ નહિ તેજ રીતે તે ત્રીજે, ચોથે એમ ચોવીસમા માળની અટારીએ ગયો, પણ તેને પોતાના દુખની શાતિ વળી નહિ આખરે ચોવીસ માળની અટારીપરથી તે નીચે ઉતર્યો તથા દુખ મટાડે, એવા વૈદ્યની શોધ કરાવી એક વૈદ્ય મળી આવ્યો તેણે રાજાને એક જટીબુટ્ટી ખવાડી. આથી રાજાને સાફ ઝાડો થોડા વખતમા થયો તથા પેટનો દુખાવો મટી ગયો આજ પ્રમાણે આ દેહરૂપી મહેલમા પાચ જ્ઞાનેન્દ્રિયો, પાચ કર્મેન્દ્રિયો, પાચ વિષયો, પાચ મહાભૂતો, મન, બુદ્ધિ, ચિત્ત તથા અહકાર આ રીતના વિષયો રહેલા છે, જે મનુષ્યને બંધનમા નાખે છે. પણ જેમ જટીબુટ્ટીવડે દુખાવો નાશને પામ્યો, તે રીતે ચોવીસ તત્વને છોડી દઇ ગુરૂએ ઉપદેશેલ વચન પ્રમાણે પચીસમા જીવાત્માનો સાક્ષાત્કાર કરવા પ્રયત્ન કરવામા આવે તો તેને મુક્ત થવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે

શિષ્ય.—કેવળ પોતાના દેહપરથી મમત્વભાવનો ત્યાગ કરવાથીજ મોક્ષની પ્રાપ્તિ શુ થાય છે ?

ગુરૂ -ના, જેવો પોતાના દેહપરથી મમત્વબુદ્ધિનો ત્યાગ કહેલો છે, તેજ પ્રમાણે પોતાના પુત્ર પૌત્રાદિપર પણ મમત્વ બુદ્ધિ રાખવી નહિ આ સબધી એક સન્યાસી તથા તેના શિષ્ય સબધી વાત કહુ છુ તે સાભળ

## (૩) પુત્ર પૌત્રાદિપર મમત્વભાવથી દુઃખ.

કોઇએક વણિક્ દરરોજ મણિ કર્ણિકાના ઘાટપર એક મહાત્માના આશ્રમ પ્રતિ જ્ઞાન લેવા માટે જતો હતો. ત્યાં થોડોવાર બેઠા પછી તે પોતાનું શરીર ઉચુ નીચુ કર્યા કરે. આ મહાત્માને ત્યા ઘણા શિષ્યજનો કથા શ્રવણ કરવા આવતા હતા કેટલાક દીવસ વીતવા પછી મહાત્માની દૃષ્ટિ પેલા શિષ્ય પ્રતિ પડી પછી બધી શિષ્યમડળી વેરાઇ ગયા પછી, પેલા શિષ્યને મહાત્માએ બોલાવી, તે કથા સાભળવા આવે છે ત્યારે શરીર વાકુ ચૂકુ કેમ કરે છે, તે માટે પૂછયું. પેલા શિષ્યે કહ્યુ કે, બીજુ તો કાઇ કારણ નહિ. પણ ઘરમા કમાનાર હુ એકલો છુ, છોકરા નાના છે, બૈરી પણ એક કે બેમા સમજની નથી આવી રીતની સ્થિતિ હોવાથી મારાથી વધારે વાર બેસી શકાતુ નથી મારા મનને નિશ્ચિતપણું નથી માટે હુ તેમ કરૂ છુ ગુરૂજી પેલા શિષ્યના મનની વાત સમજી ગયા પછી મહીનો એક થયા પછી એક દિવસ મહાત્માએ શિષ્યને કહ્યુ કે, મણિકર્ણિકાના ઘાટપર એક મહાન્ ઋષિ આવેલા છે માટે હુ તેના દર્શન અર્થે જાઉ છુ તથા તને પણ સાથે તેડતો જાઉ છુ. શિષ્યે કહ્યું કે, તે તો ઠીક. પણ મારા છોકરા તથા બચ્ચાનું શું થશે?

મહાત્માજીએ કહ્યું કે, આપણે એકબે દિવસમા પાછા ચાલ્યા આવીશુ. ગુરૂનો આગ્રહ જોઇ પેલા શિષ્યથી ના પાડી શકાઇ નહિ. આથી તેણે જેમતેમ કરતા હા પાડી. પછી મહાત્મા તથા તેનો શિષ્ય મણિકર્ણિકાના ઘાટપર ગયા ત્યા એક મહાત્માનુ દિવ્યકથામૃત ચાલી રહેલ હતુ. શાસ્ત્રની બાબતનો કેટલોક ઉહાપોહ ત્યા થતો હતો શિષ્ય પણ તે સાભળવામા એટલો બધો લીન થઇ ગયો કે કેટલાક દિવસ થઇ ગયા, પણ તેને પોતાને ઘેર જવાની વાત સૂઝે નહિ. હવે પેલા મહાત્માએ પોતાના શિષ્યને ઘેર કાગળ લખાવી દેવડાવ્યો કે, તમારો પતિ સર્પદંશ થવાથી મરણ પામ્યો છે તથા ગગામા સ્નાન કરાવી તેની અગ્નિદાહ વગેરે ક્રિયા કોઇ પાસે કરાવી છે આ સમાચાર ઘેર પહોચતા ઘરમા કેટલાક દિવસ રડપીટ થઇ. ત્યારબાદ સ્ત્રી પોતે દળવા વિગેરેનું કામ કરે, છોકરાઓને બાપ વિનાના જાણી ગામના બીજા માણસોએ નોકરીએ રાખ્યા. આથી તેના ધણી છતા જે સુખ તેઓ ભોગવતા હતા, તે કરતા તેઓ અધિક સુખ ભોગવવા લાગ્યા મહીનો એક થયા પછી શિષ્ય તથા મહાત્મા ત્યાથી નીકળી પોતાના ગામ પ્રતિ આવ્યા મહાત્માએ શિષ્યને ગૃહપ્રતિ મોકલ્યો સાજની વખતે તેઓ ગામમા પહોચ્યા પેલો શિષ્ય ગૃહપ્રતિ જઇ બારણા ઉઘાડવા જાય છે, એટલે તેની સ્ત્રીએ જાણ્યુ કે આ તો ભૂત થઇને આવ્યા છે માટે તેને પથ્થરે પથ્થરે મારવા માડયો તથા કાઢી મૂક્યો પેલાએ ગુરૂ પાસે આવી સર્વ વાત નિવેદન કરી ગુરૂએ કહ્યું કે, તારી સ્ત્રી તારા વિના એક રાત પણ રહી શકે એમ ન હતુ તે હવે ક્યાં ગયુ ?

આથી પોતાના છોકરા તથા બૈરી તરફનો મમત્વભાવ તેનો ટળી ગયો તથા મહાત્માની સેવામા સર્વદા હાજર રહી, તે પોતાનો કાળ નિર્ગમન કરવા લાગ્યો.

શિષ્ય –આ રીતનો મમત્વભાવ કેવી રીતે છૂટી શકે ?

ગુરૂ –સત્સંગવડે આ મમત્વભાવ છૂટે છે કહ્યુ છે કે,

अब्धौ विधौ वधूमुखे फणिनां निवासे स्वर्गे सुधा वसति वै विबुधा वदन्ति । क्षार क्षयी पतिमृतं गरल पतन्ति कंठे सुधा वसति वै भगवज्जनानाम ॥

અર્થઃ–અમૃત કયા છે ? એટલે કોઈએ કહ્યુ કે સમુદ્રમાં અમૃત છે. કારણ તેની પ્રાપ્તિ મથન વખતે દેવોને થઈ હતી ત્યારે ગુરૂ કહે કે, તે ખારો કેમ છે ? ચંદ્રમામાં તો અમૃત ખરું કે નહિ ? જો ચંદ્રમા અંમૃત હોય તો તેને ક્ષય હોવો જોઈએ નહિ. સ્રીના મુખ વિશે અમૃત ખરૂ કે નહિ ? તેમાં અમૃત હોય તો તેનો પતિ મરી જાય નહિ. નાગ લોકમાં અમૃત શુ નથી ? ના, તેમ હોય તો નાગના મુખમા ઝેર રહે નહિ સ્વર્ગમા અમૃત ખરૂ કે નહિ ? ના, તેમા અમૃત હોય તો પુણ્યનો ક્ષય થવાથી તે નીચે પડે નહિ ત્યારે અમૃત કયા છે ? તો કે જે મહાન પુરૂષો કે જેઓ ભગવાનને વિશેજ આસક્ત છે તેવાઓના મુખમા અમૃત છે, કે જેના મુખની વાણી સાભળી તૃપ્તિ થતી નથી માટે તેવાઓનો સંગ કરવો, તેજ સત્સંગ છે આવા સત્સંગથી કેટલા બધા ફાયદા થાય છે તે સબંધી હુ તને એક દૃષ્ટાંત આપું છુ.

## (૪) વસિષ્ઠ તથા વિશ્વામિત્ર વચ્ચે સંવાદ.

વિશ્વામિત્ર જાતે ક્ષત્રિય હતા, પણ તેમણે એટલું બધું ઉગ્ર તપ કર્યું હતુ, કે જેથી તેઓ રાજારૂપે કહેવાતા હતા નહિ. પણ બ્રહ્મર્ષિરૂપે કહેવાતા હતા ક્ષત્રિયમા ક્રોધ-રૂપી ગુણ રહેલો હોય, તે રીતે આ વિશ્વામિત્રમા પણ હતો. આથી વસિષ્ઠમુનિ વિશ્વામિત્રને બ્રહ્મર્ષિ કહેતા હતા નહિ, પણ રાજર્ષિ કહેતા હતા વિશ્વામિત્રને આથી ઘણોજ ક્રોધ ચડતો. તેઓ કહેતા કે, મારા જેટલુ તપ કોઈનામા નથી, છતા, મને આ વસિષ્ઠ રાજર્ષિ કેમ કહે છે ? આથી ચીડવાઇ જઈ વસિષ્ઠના સો પુત્રોને વિશ્વામિત્રે મારી નાખ્યા છતા વસિષ્ઠે વિશ્વામિત્રને બ્રહ્મર્ષિ કહ્યા નહિ વસિષ્ઠમુનિના પુત્રો મરી ગયા, છતા તેમણે વિશ્વામિત્રપર જરા પણ ક્રોધ કર્યો નહિ. કારણ તે જાણુંતા હતા, કે કોઈનુ મૃત્યુ આવ્યા વિના તે મરતું નથી તો પછી મારનાર કોણ છે તથા મારવાની વસ્તુ પણ શી છે ? વિશ્વામિત્રે જાણ્યુ કે, આના સો પુત્રો મરવા છતા તે હજી મારો પીછો છાડતા નથી માટે હવે તો વસિષ્ઠનો પોતાનોજ નાશ કરૂ આથી વસિષ્ઠમુનિ જે આશ્રમમા રહેતા હતા, તેની પાછળ રાતના તેઓ છૂપાઈ રહ્યા તથા વિચાર કર્યો કે મધ્યરાત્રીએ વસિષ્ઠને મારી નાખીશ.

હવે અરૂધતી સહ વર્તમાન વસિષ્ઠ વાડામાં ચંદનીમાં બેઠા હતા તથા અરૂધતી દેવીએ કહ્યુ કે, આપનુ તપ એટલું બધુ શોભે છે કે, આ ચદ્રમાની રોશની પણ તે સરખી નથી. આ વખતે વસિષ્ઠે કહ્યું કે, મારૂ તપ વિશ્વા-

મિત્રના તપ આગળ કશી પણ ગણતીનુ નથી અરૂધતીએ પૂછયુ કે શું તમારા કરતા તેનુ તપ વધારે છે ? વસિષ્ઠ – હા, તેના સરખું તપ પૃથ્વીપર બીજા કોઇનુ નથી આ સઘળો વાદવિવાદ વિશ્વામિત્ર ખૂણામા ભરાઈને સાભળતા હતા તેણે જાણ્યુ કે, આ વસિષ્ઠ જોકે પ્રત્યક્ષ રીતે મારી અવગણના કરે છે, પણ પરોક્ષ રીતે મારી પ્રશસા કરે છે. આથી તે એકદમ આગળ હાજર થયા તેમણે ત્યા જઈ વસિષ્ઠને સાષ્ટાગ નમસ્કાર કર્યા તથા કહ્યુ કે, મારો વિચાર આપનો નાશ કરવાનો હતો આ સમયે વસિષ્ઠે કહ્યુ કે, આવો, બ્રહ્મર્ષિ વિશ્વામિત્ર મહારાજ. વિશ્વામિત્રે કહ્યુ, અત્યાર સુધી કોઇ વાર તમે મને બ્રહ્મર્ષિ ન હોતા કહેતા, પણ હવે કેમ કહો છો ? વસિષ્ઠ કહે, કે હવે તમારામા લેશ પણ ક્રોધ રહ્યા નથી આથી હવે તમો બ્રહ્મર્ષિને લાયક છો. આ બાબત થઈ રહ્યા પછી એક વેળા વસિષ્ઠ મુનિ વિશ્વામિત્રને ત્યા અતિથિ તરીકે ગયા વિશ્વામિત્રે તેમનો ઘણો સત્કાર કર્યો તથા અતિથિ પૂજનમા એ આપ્યુ કે, એક હજાર વર્ષનુ તપ વસિષ્ઠને આપ્યુ આમ થયા બાદ એક વેળા વિશ્વામિત્ર પોતે વસિષ્ઠને ત્યા અતિથિ તરીકે ગયા. આ વેળા અતિથિ પૂજનમા વસિષ્ઠે એક દિવસના સત્સમાગમનો મહિમા વિશ્વામિત્રને આપ્યો આથી વિશ્વામિત્ર ક્રોધે ભરાયા તથા તેમના મનમા એમ આવ્યુ કે મે એને હજાર વર્ષનુ તપ આપ્યુ તથા આ મને એક દિવસનો સત્સમાગમનો મહિમા આપે છે આ કેટલી બધી ધૂર્તતા ! વિશ્વમિત્રથી બોલ્યા વિના રહેવાયુ નહિ તેણે કહ્યુ કે, એક દિવસના મહિમામા

આટલી બધી શી મહત્તા છે ? વસિષ્ઠ કહે કે, આ બાબતનો નિર્ણય કરવો હોય તો ચાલો, આપણે શિવ પાસે જઈએ. શિવે કહ્યુ કે મારે તપમા બેસવાનો સમય છે, માટે બ્રહ્મા પાસે જાઓ. બ્રહ્માએ કહ્યુ કે મારે હાલમા સૃષ્ટિ રચવાનો સમય હોવાથી મને વખત નથી પણ વિષ્ણુ ભગવાન્ આનો નિર્ણય કરશે. વિષ્ણુ ભગવાન કહે કે, મારા ભક્તોનું મારે પાલન કરવાનુ હોવાથી આનો નિર્ણય શેષ ભગવાન્ કરશે. શેષ ભગવાને કહ્યુ કે, મારા માથાપર પૃથ્વીનો ભાર છે તે ઓછો થાય તો આનો નિર્ણય કરૂ એટલે વિશ્વામિત્રે કહ્યુ કે, હજાર વર્ષના તપના બળથી પૃથ્વી અધ્ધર રહો. પણ પૃથ્વી અધ્ધર રહી નહિ એટલે વસિષ્ઠે કહ્યુ કે, એક દિવસના સત્સમાગમના પ્રભાવથી પૃથ્વી અદ્ધર રહો એટલે પૃથ્વી અદ્ધર રહી વિશ્વામિત્ર કહે કે, આ બાબતનો નિર્ણય હવે મને કહો ત્યારે અશેષે કહ્યું કે આનો નિર્ણય એની મેળેજ થઇ ચૂકયો છે. હવે હુ બીજો શું નિર્ણય કરૂં ? માટે સત્ સમાગમ સર્વ કરતા શ્રેષ્ઠ છે સત્સમાગમમા આવવાથી થોડા અક્ષર પણ આપણે કાને પડવાથી અનેકગણા લાભો થાય છે. આ સબધી એક ચોરનુ દૃષ્ટાત હું કહુ, તે હે શિષ્ય ! તુ સાભળ.

## (પ) સત સમાગમથી લાભ.

### ચોરનુ દૃષ્ટાંત.

એક નગરમા એક મહાન્ અઠંગ ચોર રહેતો હતો. તેણે અનેક ચોરી કરી પુષ્કળ દ્રવ્ય સપાદન કર્યું હતું.

કેટલોક સમય ગયા પછી તે ઘણોજ માદો પડયો. જો કે પોતે મરવાની અણીપર હતો, છતા તેનો જીવ કેમે કરી જાય નહિ આ સમયે તેનો છોકરો તેની પાસે આવ્યો તથા બાપને પૂછવા માડયુ કે, તમારો જીવ કેમ ગભરાય છે ? ચોરે કહ્યુ કે, એક વાત માટે મારો જીવ ગભરાય છે તુ તે વાત કબુલ કરશે. જો હા કહેતો હોય તો મારે પગે હાથ મૂક પેલા છોકરાએ હા પાડી. પછી ચોરે કહ્યુ કે, તારે કોઈ દિવસ ઈશ્વર સબધી કથા થતી હોય ત્યા સાભળવા જવુ નહિ. પણ ત્યાથી જૂદે રસ્તે રહી જવુ જો આટલી વાત કબૂલ કરે તો મારો જીવ જલદી જાય પેલા છોકરાએ હા પાડી કે, તમો જે પ્રમાણે કહો છો તે પ્રમાણે હુ કરીશ. આમ કહેતાની વારમા પેલા ચોરનો જીવ તુરતજ ચાલી ગયો. હવે પેલો નાનો ચોર પોતાના બાપની શિખામણ પ્રમાણે ચાલી, કોઈપણ વખત કથા સાભળવા જાય નહિ. એક વેળા એવું થયુ કે, તે જે એક રસ્તેથી જતો હતો, ત્યા રસ્તામા રામાયણની કથા થતી હતી. ત્યાંથી ફરીને જવા જેવો બીજો રસ્તો ન હતો આથી કાનમા આગળી ઘાલીને તે રસ્તેથી ચાલવા માડયુ. આમ કરવાથી નીચે પગ તળે શી વંસ્તુ છે, તે તેનાથી જોવાઈ શકી નહિ. રસ્તામા એક શૂળનો કાટો પડેલો હતો, તે પર ચોરનો પગ પડયો. આથી શૂળ પગમાં પેશી ગયો. હવે તે શૂળને કાઢવા માટે તેને કાનમાથી આગળી કાઢી નાખવી પડી. આ વખતે અણુધાર્યા તેના કાનને વિશે એટલા શબ્દ સંભળાયા કે, દેવને છાયા હોય નહિ. હવે ઘેર ગયા પછી તે સત્રીના

પોતાના પિતાની માફક ચોરી કરવા નીકળી પડયો બીજે કોઈ ઠેકાણે ફાવી શકયું નહિ એવામા તેની દૃષ્ટિ રાજ-મહેલની પાછળની બારી તરફ પડી તુરત ચંદન ઘો નાખી તે ચડપ દેતો કે ઉપર ચઢી ગયો ભોગ જોગે સઘળા બારણા ઉઘાડા હતા ચોરે પુષ્કળ દ્રવ્ય લેવાય તેટલુ ત્યાથી લીધુ હવે ઉતરીને જવા માડયુ, પણ ઉચકીને જવુ તેને અઘરૂ લાગ્યુ આથી પડોશમા ઉટો બાધલ હતા, ત્યાથી એક ઉટ લઈ તેના પર સામન નાખી તે પોતાના ગૃહપ્રતિ ગયો સવારના રાજાને ખબર પડી કે, મારા મહે-લમા ચોરી થઈ છે હવે ચોરને ખોળી કાઢવા તેણે અનેક પ્રયાસ કર્યા, પણ ચોરની ભાળ મળી નહિ રાજાએ તેટલા માટે દશ હજાર સોના મહોરનુ ઇનામ કાઢયુ એક વેશ્યાએ ચોરને પકડી કાઢવાનુ બીડું ઝડપ્યુ પછી તે વેશ્યાએ ઘેર જઈ એક ભીખારણનો વેશ ધારણ કર્યો ચોર લોકો જ્યા રહેતા હતા ત્યા બપોરના તે ગઈ કુદરતી રીતે આ સમયે ચોરો ઘરમા મળે નહિ તે વેશ્યાએ ત્યા જઈ કહ્યુ કે, મારા છોકરાને નઠારી ઉધરસ થઈ છે તથા ઉટનુ માસ જો મળે તો ઉધરસ મટે એમ છે પેલા ચોર લોકોની સ્ત્રીમાથી એક સ્ત્રીને દયા આવી કે, મારા ધણી જે ઉટપર માલ લાવ્યા છે, તે ઉટને મારી નાખેલ છે તથા તેનુ માસ પડેલ છે, તેમાથી લાવ આ બાઇને આપુ. આ રીતે તે બાઈને ઉટનુ માસ આપ્યુ. પછી બાઈએ આશીષ આપતી વખતે તેના ઘરપર કંકુનો થાપો માર્યો તથા કહ્યુકે, તારૂ કલ્યાણ થાઓ. રાતના ચોર ઘેર આવ્યો ત્યારે તેણે પોતાના ઘરપર થાપો

જોયો એટલે તેને તુરત વહેમ ગયો તથા તેવાજ પ્રકારના થાપાઓ કેટલાક બીજા ઘરોપર માર્યા હવે પેલી વેશ્યા હરખ પામતી ઘેર ગઈ તથા તેના મનમા થયુ' કે, મે ચોરના ઘરને શોધી કાઢયુ છે રાજાના માણુસને સાથે લઈને ચોર વાડામા તે ગઇ, પણુ ત્યા તો તેવા થાપા ઘણુાના ઘરપર પડેલ જોયા. આથી તે વેશ્યા શરમિંદી પડી ગઇ પછી તેણે બીજીવાર પોતાનુ નસીબ અજમાવી જોવા ધાર્યું તેણે એક પાડો મગાવ્યો તથા તેના પર પોતે બેઠી. પોતાના બાળ છૂટા મૂકયા. કપાળમા પિયળ કાઢી તથા પોતે ચાર હાથ બનાવી દરેક હાથમા ખપ્પર, ત્રિશૂલ વગેરે આયુધો લીધા આવો વેશ ધારણુ કરી તે ચોર લોકોના મોહોલ્લામા ગઇ ત્યા જઇ તેણે એવો ઢોગ મચાવ્યો કે, હુ સાક્ષાત્ દેવી છુ. કારણુ તમારામાથી એક જણુ ચોરી કરી પૈસા લાવેલ, છતા હજી મને બળિદાન આપતો નથી જે ચોર પૈસા લાવેલ, તેણે કહ્યુ કે, હુ આપવાનો છુ, પણુ રાજાની ઘણી તપાસ ચાલતી હોવાથી મારાથી આપને બળિદાન આપી શકાયું નહિ. હુ તમોને કાલે જરૂર બળિદાન આપીશ પછી તેને આશીષ આપી તથા કેટલીક નિશાની કરી દેવીએ પાડા પર બેસી ચાલી જવા માડયુ. આવામા પેલા ચોરને સશય ગયો કે, દેવોને છાયા હોતી નથી તથા આને તો છાયા છે. માટે અવશ્ય આમા કાઈ ભેદ હોવો જોઇએ. આથી તુરત કટાર લઇ પેલી વેશ્યાને કાપી બે કકડા કર્યા તથા પેલા પાડાનો પણુ વધ કરી નાખ્યો. તથા તેને ગમે ત્યા દાટી દીધાં. જ્યારે વેશ્યા આવી નહિ તથા ચોરનો પણુ પત્તો લાગ્યો

નહિ, ત્યારે રાજાએ એવા પડો વગડાવ્યો કે, જો ચોર પોતે છતો થઇને આવે તો હુ તેને મારૂ રાજ્ય આપુ તથા તેને મારી પુત્રી પરણાવુ આ સમયે ચોર પોતે જઇ રાજા આગળ ઉભો રહ્યો તથા કહ્યુ કે, હુ પોતેજ ચોર છુ. મને તમારી પુત્રી પરણાવો રાજાએ તે પ્રમાણે કરવાની હા પાડી આ સમયે ચોરના મનમા આવ્યુ કે, આટલો એક શબ્દ સાભળવાથી મને આટલો બધો ફાયદો થાય છે તો હમેશ સાભળુ તો કેટલો બધો ફાયદો થાય. આથી તે ઘરબાર છોડી સાધુની સેવા કરવા નીકળી પડયો

ગુરૂ—હે શિષ્ય આ રીતે સત્ સમાગમથી અનેક લાભો છે. પણ જો સત પુરૂષનુ ચિત્ત જો કલુષિત થયેલ હોય છે તો તેવા ગુરૂથી અનેક પ્રકારની હાનિ પણ થાય છે. આ માટે વૈશપાયન તથા યાજ્ઞવલ્કયનુ દૃષ્ટાત હુ કહુ છુ, તે તુ સાભળ

## (૬) અસત્ ગુરૂથી થતી હાનિ.

વૈશંપાયન નામના એક મહાન્ ઋષિ હતા. આ ઋષિને ત્યા અનેક શિષ્યો વેદાભ્યાસ કરવા આવતા હતા. આ સઘળામાં યાજ્ઞવલ્કય નામનો શિષ્ય સઘળા કરતા મોટો હતો એક વેળા સઘળા ઋષિઓને સુમેરૂ પર્વતપર વાદવિવાદ માટે ભેગા થવાનું હતુ. જે કોઇ ત્યા ન જાય, તેને બ્રહ્મહત્યાનો દોષ લાગે, એવો શાપ આપેલ હતો કેટલાક કારણને લઇ વૈશ-પાયનથી જઇ શકાયુ નહિ. આથી તેને બ્રહ્મહત્યાનો દોષ લાગુ પડયો. વૈશંપાયનની વૃધ્ધાવસ્થા હતી, તે જોઈ તેના

વડા શિષ્ય યાજ્ઞવલ્કયે કહ્યું કે, આપના દોષનુ નિવારણ હું કરીશ. આ વખતે વૈશંપાયનનું ચિત્ત શાપને લીધે કલુષિત થયેલું હતુ, તેથી તેના મનમા એમ આવ્યું કે, શું આ શિષ્ય મારી પાસે શિખવા છતા મારા કરતાં વધારે બળવાન્ છે, એવો ગર્વ રાખે છે ? માટે એવા શિષ્યને વિદ્યા આપવી તે સારી નહી. એમ માની યાજ્ઞવલ્કયને કહ્યુ કે, તું મને મારી શીખવેલી વિદ્યા પાછી આપ. જો કે યાજ્ઞવલ્કયે ઘણા કાલાવાલા કર્યા, પણ વૈશંપાયન એકના બે થયા નહિ આખરે યાજ્ઞવલ્કયે પોતે ભણેલી વિદ્યા ઓકી કાઢી આ ઓકી કાઢેલ વિદ્યા બીજો મનુષ્ય ગ્રહણ કરે તો તેને દોષ લાગે. આથી કેટલાક ઋષિઓએ તેતર પક્ષીનુ રૂપ ગ્રહણ કરી તે બ્રહ્મવિદ્યા ગ્રહણ કરી ગયા. આથી આપણામા તૈત્તિરીય અથવા કાણ્વ-શાખા નીકળી છે. હવે યાજ્ઞવલ્કય સાવ મૂર્ખ જેવા થઈ ગયા. તેમને પોતાના સસ્કાર સમયે ગુરૂએ જે ગાયત્રીનો ઉપદેશ આપેલ, તેટલુ જ જ્ઞાન હતું, પણ બીજું કશુ જ્ઞાન હતું નહિ. યાજ્ઞવલ્કયે આ ગાયત્રીના જપવડે તપ કરવા માંડયુ. કેટલોક સમય પાહડા ગ્રહણ કરી રહ્યા આ રીતે ઘણો સમય ગાયત્રીના મંત્રવડે તપ કરવાથી સાક્ષાત્ સૂર્ય ભગવાન્ પોતાના રથ-સહિત નીચે ઉતર્યા તથા વરદાન માગવા માટે કહ્યુ. યાજ્ઞવલ્કયે કહ્યું કે મારે બીજું કશું જોઇતું નથી, પણ મને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરો સૂર્ય ભગવાને યાજ્ઞવલ્કયને ઘણી લાલચો આપી. પણ તે કશી લાલચને તેણે સ્વીકારી નહિ. પણ બ્રહ્મવિદ્યાને માટે જ આગ્રહ કર્યો આખરે સૂર્યભગવાને તેને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો. જેમ જેમ સૂર્યભગવાન ઉપદેશ કરતા ગયા,

તેમ તેમ સંસારપરથી તેની આસક્તિ ઉઠતી ગઈ. તે એટલે સૂધી કે, તેને બ્રહ્મચર્યાશ્રમમાથી એકદમ સન્યસ્તાશ્રમ ગ્રહણ કરવાની ઇચ્છા થઇ શ્રી સૂર્યભગવાન્ પોતાના શિષ્યના મનને સમજી ગયા. તેથી આ બ્રહ્મવિદ્યાના ઉપદેશ માટે ગુરૂદક્ષિણા જોઇએ તથા તે ગુરૂદક્ષિણામા એટલુ જ માગ્યુ કે, યાજ્ઞવલ્કય ગૃહસ્થાશ્રમ ગ્રહણ કર્યા પછી સન્યસ્તાશ્રમ ગ્રહણ કરે. યાજ્ઞવલ્કયે હા પાડી આ યાજ્ઞવલ્કયમુનિ બેસ્ત્રીઓને પરણ્યા. એકનું નામ કાત્યાયની હતુ તથા બીજીનું નામ મૈત્રેયી હતુ.

## (૭) યાજ્ઞવલ્કયનો જનકને ઉપદેશ.

એક વેળા જનક રાજાએ વિશ્વજિત્ નામનો યજ્ઞ કર્યો. સારા સારા પંડિતોને આ યજ્ઞમાં બોલાવ્યા પણ તે સઘળામાથી કોને મુખ્ય તરીકે નીમવો, તેને માટે તેઓ વિચારમા પડયા સઘળા એમ માને કે, હુ ખરો બ્રહ્મનિષ્ઠ છું, માટે કેવી રીતે તેની પરીક્ષા કરવી ? જો પરીક્ષા લેવા જાય તો કોઇ ક્રોધી મુનિ શાપ આપી દે. માટે તેણે એક હજાર ગાય તૈયાર કરી તથા દરેક ગાયના શિગડાપર અકેક સોના મહોર ટાગી. જે કોઇ ખરો બ્રહ્મવેત્તા હોય, તે આ બે હજાર સોના મહોર દાનમા ગ્રહણ કરે બધા મુનિઓ એક બીજાના મો સામુ જોઈ રહ્યા પછી યાજ્ઞવલ્કય મુનિ ઉભા થઈ ગયા તથા પોતાના સામવેદપાઠી શિષ્યને કહેવા લાગ્યા કે, હે શિષ્ય ! તું સર્વ ગાયોને આપણે ઘેર લઇ જા, સર્વે બ્રાહ્મણોને કહે કે, સર્વ કરતા અધિક

બ્રહ્મવેત્તા યાજ્ઞવલ્કય સર્વ ગાયોને પોતાના ગૃહ પતિ લઈ જાય છે તે પ્રમાણે કહી શિષ્ય પેઠી ગાયોને પોતાના ગૃહપતિ લઇ ગયો હવે આ બનાવ જોઈ સઘળા બ્રાહ્મણો માહોમાહે કહેવા લાગ્યા કે, આપણને ધિક્કાર છે કે, આપણામાથી આ યાજ્ઞવલ્કય સઘળી ગાયોને લઈ જાય છે પછી બધા બ્રાહ્મણોએ એકઠા મળી યાજ્ઞવલ્કયને પ્રશ્નો પૂછવા માડયા. સઘળા ઋષિઓ જિતાયા. આવામા ગાર્ગી નામની સ્ત્રી પણ ત્યા બ્રહ્મવેત્તા યાજ્ઞવલ્કયને પ્રશ્નો પૂછવા આવી. નગ્ન સ્ત્રીને જોઈ રાજા તેમજ સઘળા ઋષિઓ નીચુંજ જોઈ રહ્યા કેવળ યાજ્ઞવલ્કયની દૃષ્ટિ તે પ્રમાણે થઈ નહિ કારણ તેમના મનમા સ્ત્રી કે પુરૂષ તે સઘળુ સરખુજ હતું ગાર્ગીએ પણ સઘળા મુનિઓને ટોણો માર્યો કે, યાજ્ઞવલ્કય જ ખરો બ્રહ્મવેત્તા છે કારણ તેના વિશે આ પુરૂષ છે કે આ સ્ત્રી છે, તે સબધી રાગદ્વેષ નથી. બાકી તમારા સર્વમાં આ રીતનો રાગદ્વેષ છે ગાર્ગીએ પૂછયું-જે સૂત્રાત્મા શરીરને સર્વ પ્રપચરૂપે કહેલ છે, તે સૂત્રાત્મા શાને વિશે ઓતપ્રોત છે? યાજ્ઞવલ્કય -સૂત્રાત્મારૂપ આવરણ વિક્ષેપ અવ્યાકૃતરૂપ આકાશમા ઓતપ્રોત થઈ રહે છે. ગાર્ગી -અવ્યાકૃતરૂપ આકાશ શાને વિશે ઓતપ્રોત છે? યાજ્ઞવલ્કય -બુદ્ધિ આદિના સાક્ષી અક્ષરમા અવ્યાકૃત આકાશ ઓતપ્રોત છે. આ અક્ષર બ્રહ્મનુ સ્વરૂપ કેવા પ્રકારનું છે, તે યાજ્ઞવલ્કયે વર્ણવી બતાવ્યુ. આ સાભળી ગાર્ગી બીજો પ્રશ્ન નહિ પૂછતાં કહ્યુ કે, આ યાજ્ઞવલ્કય સર્વ બ્રાહ્મણો કરતા શ્રેષ્ઠ છે. આ વખતે શાકલ્ય નામનો બ્રાહ્મણ આગળ આવી કહેવા લાગ્યો

કે, આ યાજ્ઞવલ્કય વ્યભિચારી છે. કારણ તેની દૃષ્ટિ આ ગાર્ગી સ્ત્રી તરફ આકર્ષાય છે. આ વખતે મુનિએ તેને વારવા છતાં શાકલ્ય, મુનિની નિંદા કરવા લાગ્યો એટલે મુનિએ શ્રી સૂર્યનારાયણના પ્રતાપથી શાકલ્યને કહ્યુ કે, તારૂ ધડ જમીનપર પડી જાઓ આમ કહેતા શાકલ્ય તેજ ક્ષણ મરણશરણ થયો. સર્વ સભામા હાહાકાર થઈ રહ્યો. શાકલ્યનું શબ ત્યાથી ઉપાડી જવામા આવ્યુ હવે બીજી સવારના સભામા જનક રાજા આવ્યા પછી તેમણે મુનિને કહ્યુ કે, મને જ્ઞાનનો ઉપદેશ કરો મુનિએ ઇશ્વરની જગતમાં કારણતા સંબધી, આત્મામા પ્રમાણની અવિષયતા, આત્મામા આસંગનો અભાવ, આત્મા સ્વયંજ્યોતિરૂપે, જાગ્રત તથા સ્વપ્ન સમાનરૂપે, જ્ઞાનમા સુખરૂપતા, સ્વપ્નમા આત્માની સ્વયંપ્રકાશતા તથા બ્રહ્મવિદ્યાનુ સ્વરૂપ કેવા પ્રકારનું છે તે સબધી ઉપદેશ આપ્યો. આ ઉપદેશ કર્યા પછી મુનિ કેટલોક સમય બહાર ગામ ગયા. ત્યારબાદ પાછા આવી જનકને પેલા ઉપદેશ સંબધી પૂછવા લાગ્યા આ સમયે જનકે મુનિને કહ્યું કે, મને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કરો તો સો ગામ આપને દાનમા આપું મુનિએ કહ્યું કે, જ્યા સૂધી શિષ્ય કૃતાર્થ થાય નહિ ત્યા સૂધી મારે દાન નહિ જોઈએ. જેમ જેમ મુનિ ઉપદેશ કરતા ગયા, તેમ તેમ જનક અર્ધું રાજ્ય તથા પછી આખું રાજ્ય આપવા માટે કહ્યુ છેવટે તેણે પોતાનો દેહ અર્પણ કરવાનો કહ્યો પણ મુનિએ કહ્યું કે તુ સપૂર્ણ કૃતાર્થ થાય નહિ ત્યાસૂધી મારે કશું જોઇયે નહિ. છેવટે રાજાના મનમા આવ્યું કે જ્યારે આ

દેહજ મારો નથી તો પછી હુ તે શું આપી શકવાનો હતો ? છેવટે રાજા મુનિને પગે પડયો તથા કહ્યુ કે, આ દેહજ મારો નથી તો મારી એવી કઇ પોતાની વસ્તુ છે કે, તે મારાથી અપાય એમ છે? છેવટે મુનિએ કહ્યુ કે, હે શિષ્ય ! તુ હવે કૃતાર્થ થયો છે. માટે હવે હુ મારા સ્થળ પ્રતિ જઇશ. આ મુનિને છોકરાને ઘેર છોકરો તથા શિષ્યોને ઘેર શિષ્યો થયા પણ ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરવો સૂઝે નહિ. એક વેળા એક સમય એવો આવ્યો કે તેજ ક્ષણે તેના મનમા જે સૂર્યનારાયણ પાસેથી વરદાન માગ્યુ હતુ તે સમય યાદ આવ્યો તથા પોતે સન્યસ્ત ધારણ કરવા નિશ્ચય કર્યો પોતાની બે સ્ત્રીઓને બોલાવી, તેઓને પોતાની મિલકત વહેચી આપવા કહ્યુ. કાત્યાયનીએ તે પ્રમાણે હા પાડી પણ મૈત્રેયીએ કહ્યુ કે મારે એવા પ્રકારનુ ધન જોઇએ કે, જે ધન અક્ષયરૂપે રહે. મુનિએ કહ્યુ કે, આ પાર્થિવ ધન અક્ષયરૂપે નથી, પણ કેવળ બ્રહ્મવિદ્યારૂપી ધનજ અક્ષયરૂપે છે. મૈત્રેયીએ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ ગ્રહણ કર્યો તથા સ્ત્રીને છાજતો અલિંગ સન્યાસ તેણે ધારણ કર્યો.

## (૮) ચિત્તની એકાગ્રતા.

એક વેળા શુકમુનિ જનકરાજા પાસે ઉપદેશ લેવા ગયા જનકરાજાએ જોયું કે, શુકમુનિ ઉપદેશ લેવા આવે છે, પણ તેને હજી પોતાના દેહનું અભિમાન છે. આથી મુનિને કહ્યુ કે, જગતમાં નકામી વસ્તુ કયી છે તે લાવો મુનિ દરેક વસ્તુ ઉપાડવા જાય, એટલે તેમાથી ધ્વનિ નીકળે કે હુ અમુક

પ્રકારના કામમા આવુ છુ. છેવટે મુનિએ વિષ્ઠા ઉપાડી. તેણે પણ કહ્યુ કે, હું ખેતરમા ખાતર તરીકે કામમા આવું છું. મારી આવી સ્થિતિ થવામા મુખ્ય આ દેહનો સગ છે. બાકી ઉત્તમ પ્રકારના ભોજ્ય પદાર્થરૂપે હું હતો. મુનિ છેવટ રાજા પાસે આવી કહેવા લાગ્યા કે આ દેહજ નકામો છે. બાકી સર્વ વસ્તુ કામમા આવે છે. આ રીતે દેહનાપરનો ભાવ છોડવ્યા પછી જનકરાજાએ તેને ચિત્તની એકાગ્રતા માટે એક ઘીનુ કોડીઉ ભરી, આખા ગામની પ્રદક્ષિણા કરવા મોકલ્યા તથા તેમાથી એક ટીપુ પણ પડે નહિ, એમ કહ્યુ. મુનિએ તે પ્રમાણે આખા ગામની પ્રદક્ષિણા કરી, પણ તેનુ ચિત્ત એટલુ બધુ ઘીને વિશે લાગેલ હતું કે, આગળ પાછળ શુ બને છે તે તરફ તેણે દૃષ્ટિ કરી નહિ. પછી મુનિ ફરીને ઘેર આવ્યા ત્યારે રાજાએ પૂછ્યુ કે, રસ્તામા શું જોયુ ? મુનિ કહે કે મારૂં ચિત્ત ઘૃતપર હતું, જેથી આગળ પાછળ શું હતુ તે હુ જોઈ શકયો નહિ. રાજા કહે --આજ પ્રમાણે ચિત્તની એકાગ્રતા પરમાત્માને વિશે થવી જોઇએ.

## (૯) બધાયલો શું બીજાને છોડવે ?

આ મુનિ ઉપદેશ લઇ કેટલોક સમય વીતવા પછી પરીક્ષિત રાજાના સમયમા તેમના દરબારમા આવ્યા. આ વખતે પરીક્ષિત રાજાએ પ્રશ્ન કર્યો કે, શ્રીમદ્‌ભાગવતમાં કહ્યુ છે કે, એકવાર સપ્તાહ શ્રવણ કરવાથી મનુષ્ય મુક્તિને પામે છે મે અનેકવાર કથા સાભળી, પણ મને જરાપણ મુક્તિ મળી નહિ, તેનું શુ કારણ ? મુનિએ કહ્યુ કે, તમોને

જે કથા સભળાવે છે તેમને બોલાવ્યા પછી તેને બોલાવી રહ્યા પછી વ્યાસને એક ઓરડામા પૂર્યા તથા બીજા ઓરડામાં રાજાને પૂર્યા પછી રાજાને કહ્યુ, તમો કથા સાભળવા ચાલો. પછી વ્યાસને કહ્યુ કે તમો રાજાને ઉપદેશ કરો. વ્યાસે કહ્યું કે હુ આ અધારા કૂપમા પૂરાયો છુ તો કેવી રીતે રાજાને ઉપદેશ કરૂ ? ત્યારપછી મુનિએ બેઉને છૂટા કર્યા તથા કહ્યું કે, આજ પ્રમાણે વ્યાસસ્વરૂપ બ્રાહ્મણ સંસારરૂપી કૂપમા પડેલ છે. તો પછી તમને તે કેવી રીતે કૂપમાંથી કાઢે? માટે જે જીવન્મુકત છે, તેજ બીજાને જીવન્મુકત કરી શકે એમ છે.



૧૦ મહાશિવપુરાણ:-આમા માહાત્મ્યમાં જે સાત સંહિતાઓ આપેલ છે. તેજ સાત સહિતાઓનું વર્ણન છે. લગભગ સુપર રોયલ સવા અગીઆરસો ફારમનો મહાન ગ્રથ છે રૂદ્ર સહિતામા પાચ ખંડો જેવાકે સૃષ્ટિખડ, સતીખંડ, પાર્વતીખંડ, કુમારખડ, તથા યુદ્ધખડ તેમજ વિશ્વેશ્વર સહિતા, શત રૂદ્રસહિતા, કોટિરૂદ્રસહિતા, ઉમા સંહિતા, કૈલાસસહિતા તથા વાયુસહિતા (પૂર્વાર્દ્ધ તથા ઉતરાર્દ્ધ) બરોબર શ્લોકના આકડા ગણુતા શિવ પુરાણુના પચીસ હજાર શ્લોક થાય છે સપ્તાહને માટે આના જેવો બીજો ઉત્તમ ગ્રથ નથી આમા લગભગ આઠ ચિત્રો છે

કીમત રૂા ૮ અંકે આઠ તથા પોસ્ટેજ જાદુ.

(૧૧) લાઈટ ઓફ એશિયાનુ ગુજરાતી કવિતામા ભાષાંતર બે ભાગમાં

કીમત રૂા. ૧॥ અંકે દોઢ

(૧૨) વિવાહ કૌમુદી-કર્મકાડનો મુખ્ય ગ્રથ

કીમત રૂા ૧॥ અંકે દોઢ

(૧૩) તુળસીકૃત રામાયણુ-(સચિત્ર શુદ્ધ ગુજરાતી ભાષાંતર) (છપાય છે)

કીમત રૂા. ૭ અંકે સાત પોસ્ટેજ જાદું

આખો બધો સટ લેનારને સારૂં કમીશન આપવામાં આવશે.

ઠે૦ સી સી શાસ્ત્રીની કંપની

બુકસેલર, કાલબાદેવી રોડ મુબઈ ના. ૨